ગુર્જર સાહિત્યમાળા મણકો

# ભાઈ પરમાનંદની આત્મકથા

યાને

# કાળાપાણીના કારાવાસની કહાણી.

અનુવાદક

ગિરધરલાલ ભાણજી ઠક્કર
અમદાવાદ.

પ્રકાશક
નારણલાલ મોતીલાલ શાહ.
બુકસેલર એન્ડ પબ્લીશર
ગાંધીરોડ—અમદાવાદ.

સંવત ૧૯૭૮ આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦

મૂલ્ય રૂપીઆ ૨.

# અર્પણ પત્રિકા.

---

પૂજ્ય મુરબ્બી અમૃતલાલ હરીભાઇ ગજવૈદ્ય.

અમદાવાદ

આપના કરકમળમાં આ લઘુ ગ્રન્થ સપ્રેમ સમર્પણ
કરૂં છું, તે સ્વીકારી ઉપકૃત કરશો આ ગ્રન્થમાં
આપના સબંધે કંઈ પણ લખવાની
આપની અનિચ્છા તે મ્હારાથી
અજાણી નથી. પરંતુ ખાસ
મારા સંતોષને અર્થે તે
સ્વીકારી લેશોજી.

લી. આપનો

ગિરધરલાલ ભાણજી ઠક્કુર.

# બે બોલ.

---

કારાવાસની કહાણીઓ ઘણી બહાર પડી ચુકી છે. શ્રીયુત અરવિન્દ ઘોષની કારાવાસની કહાણી, મહાત્મા ગાંધીજીનો આફ્રિકાની જેલનો અનુભવ, સી. રાજગોપાલાચારીઅરની જેલ ડાયરી વગેરે પુસ્તકો હમણા હમણાંજ પ્રગટ થએલાં છે. એ સર્વમાંથી હિન્દુસ્થાન અગર તો આફ્રિકાની જેલોનો ખ્યાલ આપણને મળી શકે છે. જેલમાં કેવાં કષ્ટ વેઠવાં પડે છે, વૈરભાવથી વર્તતા અફસરો કેવું અમાનુષિ વર્તન કેટલીકવાર રાખવે છે, જેલ યાત્રીયો એ સર્વે દુઃખ કેવી સહિષ્ણુતા અને શાન્તિથી વેઠી રહે છે અને આત્મશક્તિને કેવી રીતે ખીલવી શકે છે વગેરે બાબતોનો સ્પષ્ટ ખ્યાલ આપણને આ પુસ્તકોમાંથી પ્રાપ્ત થાય છે પરન્તુ સુધરેલ જન સમુદાયની વચ્ચે રહેલી જેલોના આ અનુભવ છે એટલે અન્દામાન યાને કાળા પાણીની શિક્ષાઓ ભોગવનાર ઉપર શા શા અત્યાચારો થાય છે, આપખુદ અફસરો કેવું વર્તન ચલાવે છે, કાળાપાણીનાં નર્કસમાન હવા પાણીની અસર તે શિક્ષા પામનાર ઉપર કેવી થાય છે તેનો ખ્યાલ આજ સુધી આપણને બીલકુલ મળેલો નથી કાળાપાણીના ત્રાસદાયક જીવનનો અસ્પષ્ટ ખ્યાલજ સૌના મનમાં આવેલો છે. અવારનવાર વર્તમાન પત્રોમાં પ્રસિદ્ધ થતા પત્રો ઉપરથી અગરતો તે ત્રાસની સામે શ્રીયુત એન્ડ્રુઝ જેવા ઉદાર

ચરિત અંગ્રેજોએ ઉપાડેલી ઝુંબેશથી તે વિષે માત્ર નજીવા ધ્યાન જ આજસુધી આપણને મળેલ છે

તેથી ભાઇ પરમાનન્દની કાળાપાણીના કાળનામની કહાણી આ ધ્યાન પૂરું પાડશે એવી માન્યતા છે આ કહાણી મૂળ હિન્દીમાં પ્રસિદ્ધ થએલ છે. તેનો આ અનુવાદ છે અનુવાદમાં જેમ બને તેમ સરળ અને રસિક ભાષા વાપરવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે. પરન્તુ તેમાં ભાષા તથા રચનાના કેટલાક દોષ રહી ગયા છે તેમજ પ્રૂફના દોષ પણ રહેલા છે પરન્તુ તે સર્વે દોષ પુનરાવૃત્તિમાં દૂર થશે તેવી આશા રહે છે

દેશની અભિલાષાઓને દાબી દેવા માટે સરકાર તરફથી અત્યારે ઘણી ઘેલી અને ઉગ્ર દમનનીતિ ચાલી રહી છે અને તેમાં ઘણા નિર્દોષ, સ્વદેશપ્રેમી ઉદાર ચરિત દેશ બન્ધુઓને અસંખ્ય કષ્ટો વડવા પડે છે પોલીસના અત્યાચારો, જેલના અફસરોના અત્યાચારો, વગેરે અમાનુષિ વર્તનના અસંખ્ય હેવાલ હરરોજ આપણા વાંચવામાં આવે છે, શાન્ત ચળવળમાં એ સર્વ દુ:ખ કેવી રીતે સહન કરવું સ્વદેશની સ્વતંત્રતા માટે, સત્ય માટે, અને સિદ્ધાન્તને માટે દેહની કુરબાની કેવી રીતે કરવી વિગેરે આવશ્યક જ્ઞાન આ પુસ્તકમાંથી પ્રાપ્ત થઈ શકશે એવું માનવું છે

**અમદાવાદ**
**તા. ૨૪-૮-૧૯૨૨** } **ચંપકલાલ શિવશંકર**

# ભૂમિકા.

વન પર્વત ભૂમિ જાંહી, મનમાંના પક્ષિ ચરે,
હત દુઃખ પંજરે માંહિ, વાકી વહ કયા ગત લખે.

કથા વાર્તામાં, ઇતિહાસ લેખક યાત્રિયો યાત્રા પવિત્રોમાં અને શોખીન બાદશાહી જમાનાના દાસ્તાનોમાં ઘણે ભાગે એવી વાતો સાંભળ્યા કરતા હતા કે, કેવી રીતે દેવો, મનુષ્યો અને સંસારના શુભચિન્તકોને જન્મભરના માટે કેદ કરવામાં આવતા અને તેમને દુઃખ આપી આપીને કેવી રીતે મારી નાખવામાં આવતા હતા. ઇગ્લાંડના વડા પ્રધાન ગ્લેડસ્ટનના એ અવાજને પણ સાંભળ્યો હતો કે જે તેણે મહારાજ નેપલ્સના ભયાનક જેલખાનાના સમ્બંધે ઉઠાવ્યો હતો.

ઝાર રશિયાના સાઇબીરિયાના પણ કરૂણામય વૃત્તાંતો વાંચ્યા હતા, પરંતુ અમારી એ ધારણા કદિપણ ન્હોતી કે અમારા ભારતવર્ષની અંદર અમારા હૃદયપર શાસન કરવાવાળા, અમારા માટે ઉચિત રહેવાવાળા, ધર્મ, નીતિ અને દેશ પર પોતે પોતાને કુરબાન કરી દેવાવાળાની સાથે અમારી સ્હામે એજ અમાનુષિક વ્યવહાર કરશે જે અમે કથાવાર્તામાં સાંભળ્યા કરતા હતા અને તે વર્તન આ નષ્ટ આંખો જોશે. આ અભાગી કાનો સાંભળશે અને આ વજ્ર હૃદય તેને સહન કરી ચૂપ રહેશે.

ઈ. ૧૯૧૫ ના હત્યારા દિવસોમાં જ્યારે ભા॰
ભાનંદને કેદ કર્યા તે દિવસોમાં પંજાબીઓ પર .'

વિભાપિકા છવાઇ ગઇ હતી કે કોઇ ચૂં પણ કરી શકતો નહીં; અને જો કોઇ કરતો હતો તો ત્યાં સાંભળતે કોણ ?

ડાર ડાર અને પાન પાન કર, ચૂન ચૂન તોડે ફુલ,
માળી કા નિષ્ઠુર મન ખુબખૂલ કે જીપ શળા.

જ્યારે કદિ હું આન્દામાન ટાપુનું ચિન્તવન કરું છું ત્યારે મારી આંખોના સામે એક રોમાંચકારી, અત્યંત ભયાનક વીભાગ આવી જાય છે, જે ચારે તરફ પાણીથી ઘેરાયલો છે, જેની અંદર ધાડા જંગલો છે અને તેની વચ્ચોવચ્ચ એક બિહામણો ભારે પાથરનો કિલ્લો બનેલો છે. જેની અંદર અસંખ્ય કોટડીયો છે જેની ચિમનીયોમાંથી અગ્નિનો નહિ પ્રત્યુતઃ દગ્ધ થયેલ હૃદયોનો ધુમાડો નિરંતર નીકળ્યા કરે છે. અને જેની અંદર સુશિક્ષ નવયુવકોના જીવન નષ્ટ થઇ રહ્યા છે, તે જો કદાચિત આ અભાગી ભારતમાં જન્મ ન લેતાં કોઇ બીજા સ્વતંત્ર દેશમા જનમ્યો હોત તો જરૂર તે વડા પ્રધાન, કે કોઇ ભારે સૈન્યના કમાન્ડર ઇન ચીફ અથવા કેળવણી વિભાગનો ડાયરેક્ટર હોત. પરંતુ મારી કલમ આ સમયે કંપી ઉઠે છે, જ્યારે હું એ નિર્દોષ નિરપરાધ અને સીધા સાદા કેદીઓનો ખ્યાલ કરું છું જે ત્યાં હાથ પગ બાંધેલા પડ્યા પડ્યા પોતાના જીવનના દિવસો ગણી રહ્યા છે. હું તેની વિપત્તિનો કાંઇ તોલ બાંધી શકતો નથી, કેમકે તે પદવીને પ્રાપ્ત કરવાથી વંચીત છું, જે પદવીપર પહોંચી તે ભોગોને ભોગવી શકાય છે. ભલા એક

સ્વતંત્ર મનુષ્ય એક પિંજરામાં ફસાયેલા મનુષ્યની અવસ્થાનું અનુમાન કેવી રીતે કહાડી શકે ?

વન પર્વત ભૂમિ જાંહિ, મનમાના પક્ષિ ચરે,
કત દુઃખ પંજર માહિ, વાણી વહ કયા ગતિ લીખે.

## પૃથ્વી પર નર્ક.

લંડનની પાર્લામેન્ટના મેમ્બર કર્નલ વેજવુડ પણ આ સમયે કંપી ઉઠયા, જ્યારે પોતે ભાઇ પરમાનંદ તરફથી ઇંગ્રેજ સરકારની જેલ આન્ડામાનના વિષયમાં કંપિત કરી દેવાવાળું વૃતાન્ત સાંભળ્યું અને પોતે એ નિકૃષ્ટતર પાપમયી ભૂમિના સંબંધમાં ડેલી હેરલ્ડમાં પોતાના પોકારમાં લખે છે કે:—

એક કોમળ અવાજવાળા દેવસ્વરૂપ સફેદ પોશ લાહોરથી મારી સાથે ગાડીમાં બેઠા, અને બેસતાંજ મને બતાવા લાગ્યા કે આન્ડામાન કેવું સ્થાન છે, અને તેણે ત્યાં પાંચ વર્ષ સુધી કેવા પ્રકારનું જીવન વ્યતીત કર્યું. તે એક રાજનઇતિક (પોલિટીકલ) કેદી હતા અને તેની પહેલાં લાહોર યુનિવરસીટીમાં હિસ્ટ્રીના પ્રોફેસર હતા. તેની ગયા ડિસેમ્બરમાં રાજકીય દયા ઘોષણાનુસાર મુક્ત કરવામાં આવ્યા હતા.

જે કંઇ તેણે બતાવ્યું તે તેના અવાજની કોમળતા અને ક્રોધની અવિદ્યમાનતાના લીધે ભાવુકતાની દ્રષ્ટિથી સત્ય જણાતું હતું. હું સમજું છું તે અક્ષરશઃ સત્ય છે, કેમકે ભારત સરકારે આન્ડામાનના સંબંધમાં એક વિશેષ રીપોર્ટ તૈયાર કરાવ્યો છે, અને તે ( સરકાર ) એ વિષયમાં ચિન્તીત જણાય છે. એ રીપોર્ટને પ્રકટ કરવામાં આવ્યો નથી.

આન્ડામાનમાં બાર તેર હજારને આશરે કેદી છે. કેટલા-એક તો ચડતી જવાનિમાં જાય છે, અને જે મજબૂત નથી હોતા તેને તે ત્યાં નથી મોકલાતા ત્યાંની મૃત્યુ સંખ્યા ભારત વર્ષની જેલો કરતાં જેમાં બધી રીતના કેદીઓ મોકલવામાં આવે છે, તેના કરતાં બમણી છે, અને કોઇ પણ ભારતીય જેલ આરોગ્ય નથી કહેવાતી.

જ્યારે એકવાર કેદી મેલેરિયા અથવા ચેપી રોગથી બિમાર થઇ જાય છે તો પછી એજ હવાપાણીમા તે રોગથી છુટી શકતો નથી. પરંતુ તેણે (સફેદ પોશ સાથીએ) હવા પાણી અને ખોરાક ખરાબીનું વધારે વર્ણન ન કર્યું, જાણે એ વાતો જરૂરી છે, તે મ્હારી પાસે અસલી નર્કનું વર્ણન કરવા ચ્હાતો હતો.

ત્યારબાદ કર્નલ વેજવુડે ત્યાંના આચારથી પતીત થયેલાં કુકર્મોનું ચિત્ર ખેંચતાં બતલાવ્યું કે, બર્મન છોકરાઓ સાથે રંડીઓની મારફ વર્તવામાં આવે છે એ પ્રકારની બીજી આસુરી ચેષ્ટાઓ છે જે ત્યાંના અધીકારીઓને ખબર છે. પછી કર્નલ સાહેબ લખે છે;—

એ બાબતનો ઉલ્લેખ પણ કરી દેવો જોઇએ કે કેદી-ઓને કંઇક પણ નવરાશ મળે છે, જેથી તે જુગાર અને દરજની ખરાબી આ નર્કના પાપોને પણ બમણી કરી દે છે ટોળીઓના જમાદરો અને દેખરેખ રાખનારાઓ તરફથી ભાં લાંચો લેવાય છે. અને જ્યારે એક આદમી પોતે પોતાં બધા પ્રકારના અપમાનને માટે વેચી શકે ત્યારે લાંચ આપ

છે કે ગવર્નમેન્ટે ભાઈજીને એટલા માટે વિપત્તિમાં નાખ્યા કેમકે તે આર્ય સમાજના ઉદ્ભટ પ્રચારક હતા. તેના એ સંગ્રામે, યોગ્યતા અને કાર્ય ક્ષમતાએજ તેના ઉપર એ વિપતિનું વાદળ ઘેર્યું.

અતિ મધુરી અતિ સુંદરી, અતિ ગુણ સીતા નાર,
દશ કંધર પાલે પડી, અતિ મત દે કિર્તાર.

ભાઈ પોતાના ગુણોના લીધેજ આ ઘોર વિપત્તિમાં પડયા એ સત્ય છે, અને આ સત્યતાનો એ ભાઈના મુકદ્દમાના સરકારી વકીલ મિસ્ટર બીવન પિટમૈને પણ સ્વીકાર કર્યો છે. અને તેને યોગ્ય જણાયું કે ગવર્નમેન્ટ પંજાબને આ મુકદ્દમો ખેંચી લેવાની સલાહ કરી અને તેણે પોતાના અંતિમ ભાષણમાં સ્પષ્ટ રીતે જણાવી દીધું કે ભાઈની વિરૂદ્ધ જે મુકદ્દમો છે, તે બહુજ કમજોર છે.

તેના કેદ પકડાવાથી આખા દેશની અંદર સનસનાટ પ્રસરી ગયો. આર્ય સમાજીપર મૃત્યુના જેવો આ તક ઝળાઇ ગયો અને મ્હારે એ અપરાધ કબુલ કરવામાં લેશ પણ થડકો નથી, જે અપરાધ એ સમયે આર્ય સમાજીઓના હાથે થયો જેણે પોતાના ખરા પ્રચારક અને દેશતાનું માટે કોઇ વિશેષ દુખ દર્દજ નહિ પ્રકટ કર્યું પ્રત્યુત કાપરતાના અંધકારમાં સડી ગયા.

ભાઈના દેશનિષ્ભયતા દુઃખમય દિવસોની કથા અને તેમના પરિવાર સબંધી કરૂણાજનક અને રોમાંચકારી ઘટના પત્થરથી પણ પત્થર જેવા હૃદયને આંસુઓથી નવરાવી

દેવાવાળી છે. એવો કયો મનુષ્ય છે કે જેનું હૃદય હોય અને તેની અંદરથી અનુભવની શક્તિ ક્ષીણ ન થઇ ગઈ હોય અને તે સત્યવર્તી મી૦ એન્ડરૂઝના એ પત્રને વાંચે જે તેણે ભાઇજીના પરિવારના સબંધમાં લખ્યો હતો અને તે છતાં પણ તેના નેત્રામાંથી આગ અને ગરમ ગરમ આંસુ ન ટપકી પડે.

શ્રીયુત એન્ડરૂઝના એ પત્રની જરૂરી વાતો આપને યાદ આપવા માટે લખી છે —

ભાઈ પરમાનંદના મકાનપર

" લાહોર જેવા ગંજાવર શહેરમાં બેશુમાર સાંકડી ગલિએ એવી છે, જેની ઓરડીઓમાં કદિ સૂર્યનારાયણની રોશની પહોંચતી નથી. એક એવી સાંકડી ગલીના એક અંધારા મકાનમાં પાછલા દિવસે સહવારમાં મેં ભાઇ પરમાનંદની સ્ત્રીને તથા તેનાં બે નાના બાળકોને જોયા.

એ ગર્દ અને અંધારીયું મકાન ઘણુંજ નાનું હતું અને મ્હને જણાયું કે બસ આજ એ બિચારાનું ઘર છે. મકાનની સ્થિતિ એટલી કંગાળ હતી કે હું વર્ણન કરી શકતો નથી અને એમાં ભાઇ પરમાનંદની સ્ત્રી પોતાના બીમાર બાળકને લઇ તેની સારવાર કરી રહી હતી. મ્હોટું બાળક માની પાસે અત્યંત પીળુ મોં વ્યાકુળ અને ચિન્તિત બેઠું હતું.

ગોદવાળા બચ્ચાને જીર્ણજ્વર આવતો હતો અને તેની માતાએ બતલાવ્યું કે એથી મ્હોટું બાળક કેવળ છ

યાજ તપેદિક ( ક્ષયરોગથી મર્ણ પામ્યું છે. મારા આ પ્રકાશ રહિત અંધારી કોટડી અને કુટુંબની આ

દુખિત અવસ્થાથી એ સમજી લેવું સહજ હતું કે મ્હોટી દીકરી આવી રીતેજ ભયાનક રોગમા સપડાઇ ગઈ હશે, અને પછી જ્યારે મને બતાવ્યું કે ખોળામાંના બચ્ચાને પણ રોજનો જીર્ણજ્વર લાગુ પડી ગયો જણાય છે, તો મારે માટે એ જાણવું કઠિન નહોતું કે તપેદિકનો ભયાનક રોગ બાકી બચ્ચાઓમાં પણ ફેલાઈ રહ્યો છે.

પુછવાથી જણાયું કે ભાઇ પરમાનંદની સ્ત્રી કેવળ ૧૭ રૂપિયા માસિક પગારમાં નિર્વાહ કરે છે જે તેને આર્ય સમાજની એક હિન્દી પાઠશાળામાં ભણાવ્યાના મળે છે. વીર રમણીઓના સમાન આ વીરાંગનાએ પોતાની સ્વતંત્રતાને ટકાવી રાખવાને માટે સંગ્રામ કર્યું, પરંતુ હાય અફસોસ ! કેટલું ભયંકર સંગ્રામ ! ! ચાર વર્ષથી વધારે તેણે પોતાની કમાણી વડે કુટુંબનું પાલન કર્યું, પોતાના કુટુંબના માટે આજીવિકા નિમિત તે પ્રતિદિન પાઠશાળામાં જતી અને એ બચ્ચાને પોતાની સાથે લઇ જાય છે, કેમકે ઘરમાં તેની દેખરેખ રાખનાર કોણ હોય ?

જ્યારે ભાઇ પરમાનંદને સજા થઇ ત્યારે તેની સ્ત્રી પાસેથી પ્રત્યેક વસ્તુ જે તેની પાસે હતી તે ખુંચવી લેવામાં આવી હતી. ઘરનાં ન્હાનાં ન્હાનાં વાસણો પણ જેને ભારતવર્ષની દેવીઓ પ્રતિદિન કામમાં લાવે છે, તેપણ લઇ લેવામાં આવ્યાં. કેટલો સખત કાયદો છે કે પતિ કે પિતા કોઇ અપરાધ કરે અને તેના પોલિટિકલ **દોષોના** માટે તેની સંપતિ ખુંચવી તેની સ્ત્રી અને

દુઃખના ખાડામાં ધકેલી મૂકે. " માલ મિલકત જમ" ની સજા આજથી એક સો વર્ષ પહેલા ઉઠી જતી જોઇતી હતી. આ અંધકારના સમયની નિશાની છે, અને આશ્ચર્ય છે કે તે હજુ જેવીને તેવી જ ચાલુ છે. એ પ્રમાણે એ સજા નિર્દયતા અને સખ્તાઇથી કામમાં લીધી. "હા, ભાઇ પરમાનંદની એક વસ્તુ તેની સ્ત્રી પાસે છે તે કહું ? અભ્યર્થનોના એડ્રેસો કે જ્યારે ભાઇ પરમાનંદ દક્ષિણ આફ્રીકા ગયા ત્યારે ત્યાંના ભારતવાસીઓ તરફથી દેશમાં આવ્યાં હતાં. તે જપ્તી જાયદાદની પછી દયાનંદ કૉલેજ લાહોરની તરફથી તેની સ્ત્રીને આપવામાં આવ્યાં હતાં. કે એડ્રેસોને જોયાં અને તેને પ્રાપ્ત કરવામાં આનંદનું મનમાં ચિત્ર ખેંચ્યું હતું. મહાત્મા ગાંધીજીએ મને બતાવ્યું કે ભાઇ પરમાનંદનું ત્યાં જવું કેટલું ઉપયોગી સિદ્ધ થયું અને તેનો એ સમયનો સંદેશ કેટલો સારો હતો.

" સ્વયં મ્હારી સાથે ભાઇની કદિ મુલાકાત નથી થઇ પરન્તુ તેના વિષયમાં જે કંઇ મેં સાંભળ્યું છે, તેને સ્હામે રાખી મારા માટે તેને મળવું નિસંદેહ ગૌરવનું કારણ થશે. મને ખાત્રી છે કે કોઇ રીતે કાયરતાના અથવા પતિત કામોના સાથે તેનો કોઇ સબંધ નથી. જો કે કદિ તેના વિચારો જોશીલા હતા [ કેમ કે મ્હારી સ્હામે તમામ ખુલાસો નથી એથી હું નથી કહી શકતો એ વાત સિદ્ધ થઇ છે યા નહીં ] તો મ્હારા માટે એ વાત સાફ " સ્પષ્ટ છે કે તેની સર્વ કાર્યવાહી સચ્ચાઇની હતી.

તેના પોલિટિકલ વિચારો જે કંઈ પણ હતા તે, એક તુચ્છ ક્ષુદ્ર મનુષ્ય જેવા નહોતા પ્રત્યુતઃ એક આદર્શ પ્રેમી મનુષ્યના હતા તેનું ઐતિહાસિક જ્ઞાન એક વિદ્વાન પુરૂષના જેવું હતું, જેમાં તે સ્વદેશ પ્રેમ અને દૃઢવિશ્વાસ કુટી કુટી ભર્યો હતા પરન્તુ ખરી અને ધર્મ-સુધી સમંત્તિ રાખવાવાલાને દંડ દઇનજ તે ઐતિહાસિક અને પોલિટિકલ સત્યતાઓ પ્રાપ્ત નથી થતી.

મેં ભાઇના બે પત્રો જે તેણે કાળાપાણીના જેલખાનાથી લખ્યા છે, તે જોયા તેમાં પણ સાચા આત્માનો સાચો સંદેશ જોવામાં આવે છે, એથી પણ વધીને તે ઉચ્ચતર યોગ્યતા અને ધર્મના રંગમાં રંગેલો જણાય છે. તમામ પત્રોમાં ક્ષુદ્રભાવ અને ધૃણાનો એક પણ શબ્દ નથી, અને ન એક પણ વાક્ય એવું છે કે જે વીરતા, સત્યતા અને ઉદારતાથી રહિત હોય. જેલખાનામાં પણ તેનું અંતઃકરણ શાન્ત અને સંતુષ્ટ હતું, જેથી કેદ પણ તેને દુષિત ન કરી શકી.

એ પત્ર વાંચતાં વાચતા કેટલીએવાર ખ્યાલ આવ્યો કે વર્તમાન ભારતના એક વિદ્વાન અને ઉચ્ચતર યોગ્યતા રાખવાવાળા મનુષ્યને નીચ કેદીઓની સાથે જન્મભરના માટે જેલમા રાખવો અને તેની પાસે ચક્કી પિસાવવી કેટલું ક્ષુદ્ર કામ છે. પરમાત્માએ એવી પ્રતિમા અને મસ્તિષ્ક સબંધી જ્ઞાન મનુષ્યને કુલ્ય અને ઐશ્વર્યશાળી બનાવવાને માટે પ્રદાન કર્યું છે. શુ તેની અતિરિક્ત મનુષ્ય તેને કોઇ બીજા કામમાં નથી લાવી શકતો?

સરકારે તેની તમામ સંપત્તિ ખુંચવી લઇ ભાઇ તેની સ્ત્રી અને ન્હાનાં બાળકોદ્વારા પણ તેને દંડ દીધો છે. શું એક પોલિટિકલ આદર્શ પ્રેમી મનુષ્યને કંઇ છુટ આપી નહોતી શકાતી? ઘણા સમય થયા, પુરાતનકાળ કઠોર દંડ કહી ચુક્યો છે, પરન્તુ શું અમે હજુ સુધી અસ્તિત્ત્વ સબંધી કષ્ટના પ્રશ્ન પર પણ વિચાર કર્યો છે, તે કષ્ટ જે મનુષ્યના માટે જીવીત રહેવું અસહ્ય કરી દે છે.

પોતાના સમગ્ર જીવનમાં આદિથી અંત સુધી ભાઇ પરમાનન્દે પોતાની ભલાઇના લીધે પોતે પોતાને સંદેહથી બચાવી સેવામાં ઉપેક્ષા કરતા રહ્યા, એથી અમેરિકાના ગુપ્તચરો તેમને ફસાવવામાં સફળ થયા.

તે મહાયુદ્ધ જેના જમાનામાં ભાઇ પરમાનંદની માલ મિલ્કત જપ્ત સહિત આયુષ્યભર કેદની સજા દેવામાં આવી હતી એ હવે સમાપ્ત થઇ ગયું. મ્હને ખબર પડી છે કે બ્રિટીશ સરકારે રજા દીધી છે કે પંજાબની સરકારને તુર્તજ એ પોલિટિકલ કેદીઓની સજાઓનો ફરી વિચાર કરવાનો અવસર મળશે; જેને યુદ્ધના દિવસોમાં સજા કરવામાં આવી છે. એવાં મનુષ્યોમાં ભાઇ પરમાનંદની મુક્તિથી વધી ને બીજા કોઇની મુક્તિ લોકવ્યાપી સંતોષનું કારણ નહિ રહે.

અને નિરસન્દેહ શ્રીયુત એન્ડરૂજે આ સત્યતાને પ્રકટ કરી જાણે ત્રીસ કરોડ મનુષ્યોના હૃદયોની વાત કહી દીધી અને તે પૂર્ણ! સરકારનું હૃદય પીગળ્યું, અને ભયા પીગળે

પણ નહિ કેમ, જ્યારે મુંગી આહો લોઢાના બળવાન શસ્ત્રોથી વધારે પ્રભાવ રાખે છે, અને પછી આતો તે આહો કે જે સતાયેલા, બર્બાદ કરેલા અને બળેલા દિલોમાંથી નીકળે. અહીં એ હૃદયોની અંદર હલચલ થઇ રહી હતી, આમ તેમ પંજાબના ઘોર રક્તપાતની ઘટનાઓએ લંડન સુધીના સિંહાસનને ડોલાવી દીધું, અને ડાયર તથા ઓડવાયરની ભૂલો અને અત્યાચારોની સખ્તીને કમ કરવાને માટે પોલિટિકલ કેદીઓની આમ મુક્તિની ઘોષણા કરવી પડી.

આ ઘોષણાને વાચી સૌના પહેલાં અને લોકવ્યાપી અવાજ જે ઉચો થઇ તે એ હતી કે, ભારતવર્ષ પાછું પોતાના શહીદનું દર્શન કરશે. આર્ય સમાજ રૂપી માતા એકવાર પાછી પોતાના ખરા પ્રચારક સપુતને પોતાની ગોદમાં લેશે, અને ભાઇ પરમાનંદ ફરી એકવાર દુખી દિલોને શાન્ત કરી શકશે.

એ આશા વારે વારે બધાઇ અને રહી રહીને પાછી તુટતી રહી. એ ઘોષણાથી લઇને ભાઇજીની મુક્તિ સુધી ભારતના સમાચાર પત્રો, અને ભારતીઓના હૃદયોની વિચિત્ર જેવી અવસ્થા રહી. કદિ તુટતા તો કદિ સંધાતાં હતાં. આખરે એ શુભ ઘડી આવી પહોચી, એ શુભ મુહુર્ત આવી ગયું, જ્યારે એ ખરેખરા સ્વપ્નો આકાંક્ષાઓ અને એ કામનાઓ પુરી થઇ. ભાઇએ ઇ. સ. ૧૯૨૦ માં મદ્રાસના તટપર પગ મૂક્યો, લાહોર પહોંચ્યા અને સમગ્ર દેશમાં એક અલૌકિક આનંદ અને મસ્તિની એક લહરી ફેલાઇ

જ્યારે અમે એ સમાચાર સાંભળ્યા, થોડીવાર સુધી અન્યમણીમાં ગરકાવ થઇ ગયા અને ખુલીને ખુલી રહી ગઇ, અને પાછળ પાંચ વર્ષની સમસ્ત ઘટનાઓ એકએક ફરી નાટકના સમાન આંખોની સામે ગુજરી ગઇ.

ભારત વર્ષનું કોઈ સમાચાર પત્ર ન રહ્યું, જેમાં ભાઈની મુક્તિના સબંધમાં સમાચાર પ્રકાશિત ન થયા હોય અને જેણે પુલકીત નયનોથી પોતાના હૃદયનાં ફુલો ચઢાવ્યાં ન હો.

કવિઓએ કવિતામાં પોતાના હાર્દિક ભાવોને પ્રકટ કર્યા. ગદ્ય લેખકોએ ગદ્યમાં પોતાના મનને સન્મુખ રાખ્યાં. એક આશ્ચર્યજનક દૃશ્ય હતું જે તે દિવસે જેવામાં આવ્યું. એક કવિએ ભાઇજીને સંબોધી લખ્યુ—

યાદ કર કરકે તુઝ, ખૂને જીગર રોતેથે,
આહો જારીસે ન દમ ભરકો કભી સોતેથે
જબકિ બેચૈન બહુત દર્દસે હમ હોતેથે,
સર પટકતે થે મરે જાતે થે જી ખોતે થે.
તેરે દિવાનોને આરામ ન પાયા પલભર,
દરસ્તો કુછ સારકા વાલેસો ઉઠાયા સરપર.
આજ ગુલશન પે નયા રંગ હે આયા તેરે,
મુલકભારાગ હર ઇક ભાઇને ગાયા તેરે.
હમને હરદર્દ કો સીનેસે લગાયા તેરે,
ફિરસે આરામ હે બીમાર ને પાયા તેરે.
દિલ હે યહ ચાહતા સીનેસે લગાલું તુઝકો,
શૌક કહતા હે કે આંખોમે છિપાલું તુઝકો.

એથી જણાય છે કે પ્રજાની પોતાપર કેટલી શ્રદ્ધા અને પ્રેમ છે. પરન્તુ એ શ્રદ્ધા અને પ્રેમ ભારતીયો સુધીજ નહિ, પણ જ્યારે આપની મુક્તિના સમાચાર આફ્રીકામાં પહોંચ્યા; તો ત્યાંના યુરોપિયન મી૦ જી૦ વિલીયમનું હૃદય પણ ખીલી ઉઠયું અને તેવણે પોતાના સ્નેહભર્યા શબ્દોમાં બાઇજીને લખ્યું:—

આપને કેદથી મુક્તિ મળવાથી મ્હને અતિષય હર્ષ થયો છે. એ દુઃખ અને કષ્ટને સહન કરીને આપઆપના પ્યારા કામને વિશેષ સારી રીતે પુર્ણ કરવામાં સર્વથા સ્વતંત્ર અને બલવાન થઇ ગયા છો.

મ્હારી પ્રબળ ઇચ્છા છે કે જેવી રીતે મેં ઇ૦ ૧૯૦૫ માં મારટસબર્ગમાં આપના ચરણનાં દર્શન કર્યા હતાં, તેવીજ રીતે હવે પણ દર્શનાર્થે ભારતની યાત્રા કરૂં. આપના વિયોગમાં ૧૫ લાંબી સાલ વ્યતિત થઇ ગઈ. જો કે મ્હારા અને ત્હમારા જીવનમાં ઘણો ખરો ફેરફાર થયો, પરન્તુ જે માર્ગ આપે મને બતાવ્યો છે, હું આજ સુધી તે પર ચાલી રહ્યો છું, કેમકે હું આપને મ્હારા ગુરૂ સમજું છું અને માનું છું. આ જન્મમા જે યુરોપિયન શરીર ગ્રહણ કર્યું છે, તે મારા માટે દુઃખનું કારણ છે, અને કેટલાએ પ્રકારથી બાધા નાંખે છે. હું આ જન્મના ઋણને ઉતારી આપને વૈકુંઠ મળીશ, જ્યાં સદાને માટે આપની સાથે મિલાપ થશે.

પરન્તુ મૃત્યુથી પૂર્વે આપના દર્શનનો અભિલાષી છું આપ લખો કે ભારતવર્ષમાં યુરોપિયનોના માટે ... મહિનો અને સ્ટીમર સગવડકર્તા છે.

આ સંક્ષિપ્ત જેવી પત્રિકા, આપની મુક્તિથી હાર્દિક પ્રસન્નતા પ્રકટ કરવાને માટે લખું છું અને આપનો ૧૯૦૫ નો ફોટો મ્હારી સ્હામે રહે છે, આફ્રિકાથી બીજા ભાઈઓના પણ હર્ષનો પાર નથી રહ્યો.

ખરેખરા દેવતા.

મુક્તિના પછી જ્યારે અમે પહેલેજ દિવસે ભાઈના ચરણોમાં ઉપસ્થિત થયા અને અમારા ચિતચકોરને તેના દર્શનોથી આનંદીત કર્યા અને તેના હૃદય વિદારક અને દયાજનક વૃતાન્તને સાંભળ્યા તો અમે એ જોઇને આશ્ચર્ય ચકિત થઇ ગયા. જો કે તેઓ નિર્દોષ હતા તેને નિર્દોષિતાને બદલે ભારે વિપત્તિની અંદર નાંખી દીધા હતા છતાં ન ઓડવાયરના માટે તેના હૃદયમા કોઈ ઘૃણા હતી, ન સરકારની વિરૂદ્ધ કોઈ ફરીયાદ હતી. એ સમયે અનાયાસ અમારા મોંમાથી ઓહ ! આ આત્મા કેટલો મહાન છે, આ દેવતા કેટલો ઉચ્ચ થઇ ચુકયો છે કે કામ, ક્રોધ, લોભ અને મોહનો લેશમાત્ર પણ અંશ રહ્યો નથી, જે પોતાના કટ્ટા વેરી ઓડવાયરની વિરૂદ્ધ પણ કોઈ અસહ્‌ભાવ નહી રાખતા પ્રત્યુતઃ અંતઃકરણમાં પણ પોતાના શત્રુ માટે પ્રેમ વિધમાન છે. જેની અંદર રહેવા છતાં એ તે સીડીઓને પાર કરી ચુકયા છે, કે જે સીડીઓ પરમાત્માને પહોચેલા ભક્તોને માટે પાર કરવી આવશ્યક છે.

જેલખાનાની અંદર અને પાછી એ પ્રકારની જેલની અંદર જેની ગતિઓ એટલી ગંદિ હો, કે જેની કલ્પના પણ કરી ના શકાતી હોય, તેમા પોતાના હૃદયને દુઃખ અને

ક્રોધથી સાફ રાખવું, કોઇ ઉચ્ચ આત્માનું જ કામ છે. તેનું પ્રમાણ એ પત્રોથી મળે છે, જે ભાઈ વર્ષમાં એક વાર લખ્યા કરતા હતા. એ પત્રોના સંબંધમાં શ્રીયુત પાદરી એન્ડરૂસ મહર્ષિ દયાનંદના વિષયમાં એક લેખ લખી આર્ય ગેઝેટની ઋષિ-બોધ સંખ્યામાં લખે છેઃ-

એવા સમયમાં જ્યારે કે જે કંઇ મ્હારા હૃદયમાં હતું, હું તે લખી ચુકયો હતો ત્યાં મ્હારા હાથમાં ઘણા કિમતી પત્રોનું એક બંડલ આવી ગયું જેને આન્ડામનના જેલખાનામાંથી ભાઇ પરમાનંદે લખ્યું હતું મ્હને વિશ્વાસ છે કે તેને આ જેલખાનામાં સર્વથા જુદો દેખ મૂકીનેજ રાખવામાં આવ્યા છે. એ પત્રો અકેકે વર્ષ પછી લખવામાં આવ્યા હતા. કેમકે મ્હને ખબર છે કે આ જેલખાનામાં એજ નિયમ છે કે કેદી પોતાના પ્યારાં નાતાદારોને વર્ષભર માં કેવળ એકવારજ પત્ર લખી શકે છે. હું હૃદયથી ચ્હાઉં છું કે આન્ડામનમાં આ જેલ સર્વથા નષ્ટ કરી દેવી જોઇએ, કેમકે મ્હે ઘણા અવસરોપર અત્યંત દુઃખની સાથે એ અનુભવ કર્યો છે કે એ દ્વિપોમાં કેદીઓની સાથે સર્વથા પાશાવિક વ્યવહાર કરવામાં આવે છે......ભાઇ પરમાનંદજીના પત્રો મ્હારી માટે ઘણા કિમતી હતા, કેમકે તે અધિક વિચાર, શાન્તિ ધ્યાન અને ગંભીર વિચારના પછી લખવામાં આવ્યા હતા. એ પત્રો કામકાજની જંજાળમાં તથા ઝઘડા બખેડામાં ફસાયેલા જીવન જેવું કે આજકાલ આપણા લોકોને આ સંસારમાં વિતાડવું પડે છે, તેનું ન્હોતું અથવા થોડાક અવકાશની પળોમાં જલ્દીથી લખેલા ન્હોતા. ભાઇ પરમાનંદજીએ એ પત્રોમાં સ્વામી

દયાનંદના સંબંધમાં જે કંઇ લખ્યું હતું તે પોતે પોતાના હૃદયના અન્તર્પટપર ચિત્રિત ભાવોનું મનમોહક ચિત્ર ખેંચ્યું હતું. એથી મ્હને પરમસંતોષ થયો અને તેણે મ્હારી સ્હામે સ્વામી દયાનંદનું એજ ચિત્ર ખેંચી દીધું જેવું હું ખેંચવા ઇચ્છતો હતો.

એક દિવસ વાતચીત કરતા કરતાં એમણે કહ્યું કે, હવે તો સંસારની કોઇ ઘટનાથી ન હર્ષ થાય છે ન શોક' અમે તેમને પૂછ્યું, અમને પણ એ તત્વ બતાવો જેથી અમે પણ શોક અને હર્ષથી ઉપર થઇ શકીએ, તો એવણે ઉત્તર દીધો કે એના માટે પાંચ વર્ષના એકાંતવાસની જરૂર છે, અને એક એક કરીને સમસ્ત સાંસારિક સમ્બધો અને ઇચ્છાઓની જ જીરો તોડી દેવી પડે છે.

એક દિવસ મૃત્યુના સંબધમાં વાતચિત કરતાં તેણે બતલાવ્યું કે મૃત્યુ કોઇ ભયંકર વસ્તુ નથી, પણ ઘણી સુંદર છે, વિશેષ કરી નવયુવકોના માટે, કે જેણે પોતે પોતાને એવા માટે તૈયાર કરી દીધા હોય.

એવી મૃત્યુપર વિજય મેળવેલા દેવતાની 'આપવીતી" આજ વાંચવા લાગ્યા છે જેણે નિર્દોષિતામાં દેશ જાતિ અને ધર્મના દુઃખો ઉઠાવી, પોતાના જીવનનો મ્હોટો ભાગ યા તો દેશની સેવામાં ખર્ચ કર્યો યા એ સેવા કરતાં કરતાં જેલખાનાઓમાં. આ લીટીઓ વાંચતાં વાંચતાં યાદ રાખો કે આપે એમાંથી કંઇક પ્રાપ્ત કર્યું છે અથવા તે અનુસાર પોતાનું આચરણ બાંધવાનું છે

મુ. મુ. આર્ય ગેઝેટ.

# આપવીતી

યાને

# મારી આત્મકથા.



## નવલખા થાણામાં.

આજ મ્હારી છુપી તપાસ થયાને ચાર દિવસ વીતી ચુકયા હતા, સ્હાંજનો સમય હતો, અને હું મ્હારા એક પરમ મિત્રની સાથે કિલ્લાની પાસેના ખુલ્લા મેદાનમાં સ્હેલ કરી રહ્યો હતો.

મ્હારો મિત્ર કંપતા સ્વરથી મ્હને કહેવા લાગ્યો—મ્હને ઘણોજ શોક થાય છે કે, આજે ત્રણ ચાર દિવસથી ખુબ અફવા ફેલાઈ રહી છે કે આપને પકડી લેવામાં આવશે. જ્યાં કંઇ આપ જાઓ છો, સરકારી આદમી આપની પૂરી દેખરેખ રાખે છે. લોક કહે છે કે મકાનનો કબ્જો લીધો કે લેશે.

મ્હે હસીને કહ્યું—પકડી લે, એમાં શોક શાનો છે.

મિત્ર—આપને ભલે કંઇ પણ ન થતું હોય, પણ મ્હારૂં દિલ તો હાથ નથી રહેતું.

હું—પકડી લઇને શું કરશે, મ્હે કોઇનું શું બગાડયું છે.

તે—બગાડ્યું ભલે નહિ, પણ ગવર્નમેન્ટ ઘણીજ નાજુક હાલતમાં છે. ( એ દિવસોમાં યુધ્ધ જોરપર હતું પ્રતિદિન એજ સમાચાર આવતા હતા કે જર્મનો ફ્રેન્સની તરફ આગળ વધી રહ્યા છે અને પેરિસ થોડાજ દિવસોમાં લઇ લેશે ) ત્હમને એ ઘણુજ નુકશાનકારક સમજે છે, ઘણી સખ્ત સજા દેશે.

હું—શું મોતથી વધીને પણ કોઇ સજા છે ? આદમી મરે છે તો એકજ વાર, પછી એમાં ડરવું શું ?

મ્હારા મિત્રની આંખો આંસુથી ભરાઇ આવીને કહેવા લાગ્યો—" શું દિલપર છુરી ચલાવો છો, મ્હારૂં દિલ એ વાતને સહન નથી કરી શકતું કે, ત્હમે અમારાથી જુદા થઇ જાઓ, પછી ભલા ત્હમારાં દર્શન ક્યાં મળશે ? "

હું—તો પછી મ્હારે શું કરવું.

તે—ડેપ્યુટી કમિશ્નર અથવા કોઇ મ્હોટા ઓફિસરને મળીને ગેરસમજુતી દૂર કરી લેવી જોઇએ.

હું—ભલા હું શા બ્હાનેથી જઇને મળું. મ્હનેતો ઓફિસરોને મળવાની બિલકુલ ટેવજ નથી, અને વળી ત્યાં જઇને કહું પણ શું ?

તે—ના જરૂર મળો.

હું—વારૂ જોયું જશે.

પકડાયાનો પ્હેલો દિવસ.

બીજે દિવસે સ્હવારમાં હું મ્હારા મકાનમાં બેઠો હતો. બે નવયુવક દોસ્તો મ્હને મળવા આવ્યા, અને આવ-

તાંજ કહેવા લાગ્યા આપ અહીંથી ભાગી નીકળો. અમે ત્રણ ચાર આપની સાથે હશું અને સેવા કરશું.

મ્હે પૂછ્યું—કેમ ભાગી શા માટે જાઉં અને ભાગીને પણ જાઉં ક્યાં ? ભાગતાં ભાગતાં જીવન વિતાવવાના કરતાં મૃત્યુનો સ્વીકાર કરી લેવો સહસ્ત્ર ઘણો ઉત્તમ છે. ભાગતો ભાગતો ગમે ત્યાં જઈશ, હરેક નવા મનુષ્યને જ્યાં જોઈશ ત્યાં એજ ખ્યાલ આવશે કે આ મનુષ્ય ક્યાંક પત્તો લગાડવા આવ્યો ન હોય ! હરેક મનુષ્યથી ડરતા રહેવાનાં કરતાં ડરનો મુકાબલો કરવોજ સારો છે.

તે નિરાશ થઇ ઉઠીને ચાલ્યા ગયા. દશ વાગ્યાનો સમય હશે. હું જમવા બેઠો હતો, કે મ્હારી સ્ત્રીએ મ્હારી તરફ જોઇને કહ્યું આજ આપનો ચ્હેરો કંઇ ઉદાસ જણાય છે. શું વાત છે ? આપ બોલતા નથી ?

મે કહ્યું—બસ આજ ત્હમારા હાથનું આખરી ભોજન જણાય છે. તે કહેવા લાગી–કેમ શું થયું ?

હું–બસ, થઈ ગયું જે થવાનું હતું.

તે હયરાન જેવી થઇ ગઇ. મ્હને પણ ખબર ન્હોતી કે શું થવાવાળુ છે. જમી પરવારી હું નીચે આવ્યો. અને ઓરડામાં બેઠોજ હતો કે, બહારથી એક ટાંગો આવ્યો. હું બહાર નીકળ્યો. ટાંગામાંથી મ્હારો એક મિત્ર ઉતર્યો. તે વકિલ હતો. મ્હારો જૂનો સાથવાળો હતો. પણ પ્રેમથી લાંબા સમય પછી મળ્યા. તેનો બિસ્તરો અંદર મૂકયો અને તેણે વાત શરૂ કરીજ હતી કે ઓરડામાં એક બીજો ટાંગો

આવ્યો. બે મોટા અમલદાર અને એક બીજો માણસ તેની સાથે હતો. મ્હને કહેવા લાગ્યા, કે આપ અમારી સાથે ચાલો અને જે કંઇ ઘરમાં કહેવું હોયતે કહી દયો. મ્હે કહ્યું કંઇ કહેવું નથી, કેવળ નમસ્તે કહેવી છે. હું ઉપર ગયો, નમસ્તે કહી દીધી, અને તેની સાથે ટાંગામાં બેસી ગયો ટાંગો ઘણો જલ્દી રેલ્વેની સડક પર જઇ રહ્યો હતો, જેથી કોઇ જોઈ ન શકે.

'હવાલાતની અંધારી કોટડીની અંદર.

અમે નૌલખાં થાણાની અંદર દાખલ થયા. મ્હારા અંગુઠાનું નિશાન લઇ મ્હને એક કોટડીમાં પૂરી દેવામાં આવ્યો. થાણાના મકાનમાં દાખલ થતાંજ ડાબી તરફ એક મકાન હતું. બહાર એકને ઠેકાણે બે પહેરદાર સંગીન લઇ ઉભા હતા.

કોટડીમાં એક સાદડી પડી હતી. કયાંઇથી પ્રકાશ દાખલ થવાની જગ્યા ન્હોતી. દરવાજાને ઘણુંજ મજબૂત તાળું વાસેલું હતું. અંદર કેવળ એકજ ચીજ રાખેલી હતી. ને હતી એક ખૂણાની અંદર એક તુટેલી જૂની પુરાણી વાડકી જેમાં મ્હને પેશાબ પાયખાને બેસવા નું કહ્યું.

શા માટે મ્હને ત્યાં પૂરવામા આવ્યો, એ મ્હને ખબર ન્હોતી, અથવા ન મ્હે કોઇને પૂછ્યું. મ્હાંજની વખતે બે રોટલી અને થોડીક દાળ મ્હને ખાવાને માટે આપવામાં આવી. હુ ખાઇને સુઇ ગયો.

રાત્રિ વીતી ગઇ. સ્હવાર થયું સૂર્ય ખાસો મ્હડી ગયો હતો, પણ કોટડીમાંનો હજુ અંધારૂંજ હતું. આજ

પણ એ માફક અંદરજ મ્હને ખોરાક પહોંચાડવામાં આવ્યો. એવી દશામાં મનુષ્યના હૃદયમાં કેવા કેવા વિચારો ઉઠે છે, એ મનુષ્યના હૃદયની અવસ્થાપર નિર્ભય છે. દુર્બલ હૃદય રાખવાવાળા મનુષ્યો પોતાની અંદરથી અંધારામાં ભુત અને ચુડેલ પેદા કરીને ત્હેનાથી ડરી ડરીને આત્માને ભયભીત કરી લે છે, બલવાન હૃદયવાળા ક્રોધમાં પ્રતિકાર ( બદલો લેવાની ઇચ્છા પેદા કરતા હશે. મ્હારા મનમાં આ અંધારી કોટડીમાં રાત્રિદિવસ એકલા પડેલા હોવા છતાં ન કદિ ભય ઉત્પન્ન થયો અથવા ન ક્રોધ એટલી ચિન્તા કોઇ કોઇ સમય અવસ્ય થતી હતી કે તે મ્હારી વિરૂદ્ધ શું પૂરાવો ઉત્પન્ન કરી કેશ ઉભો કરશે. નિઃસદેહ અમેરિકાથી આવેલા માણસો મ્હને જરૂર મળ્યા હતા, પણ મ્હે તેના કોઇ કામમાં ભાગ ન લીધો અને ન કંઇ જાણવાની ઇચ્છા કરી, અને આટલા સમય સુધી મ્હને કશી ખબર હતી કે ત્હેણે શું કર્યું હતું. હું રાત્રિ દિવસ સંસારના સુખ દુઃખથી એ પરત્રા થઇ મસ્ત પડી રહ્યો. સાત દિવસ પછી પોલીસનો એક ઇંગ્રેજ ઓફિસર આવી મ્હને પુછવા લાગ્યો " અચ્છે હો ? " મ્હેં ઉત્તર દીધો " હાં; અચ્છા હું " તે ચાલ્યો ગયો. એવી રીતે એ સાદડી પર કદી સુતાં કદી બેસતાં અને કદી મેહરેની દુકાનની રોટલીઓ ખાતાં સમય વ્યતિત થતો હતો.

મ્હારી સ્હામેની બાજુએ એક મકાન હતું. તેમાં બીજા હવાલાતી કદિ કદિ રહ્યા કરતા હતા. એકાદ કે અર્ધો દિવસ રહી આગે તેમ ચાલ્યા જતા. હું ત્હેની સાથે વાત

ચીત કરી શકતા નહિ. પણ તેની વાતો કદિ કદિ સંભળાતી હતી. એમાંના ઘણાખરાતો એ કોટડીઓમાં પણ અમેરિકા અને ચિન વિગેરેથી પાછા આવેલા કોઇ કોઇ સિખ ભાઇ હતા, જેને કે પોલિસ કંઇને કંઇ બાતમીના માટે ઠેકાણે ઠેકાણે ફેરવતી હતી કોઇ કોઇ રાત્રે પકડાયેલા શરાબીઓને ચોવીશ કલાક સુધી અહીં પૂરી રાખવામાં આવતા હતા. મને યાદ છે કે એક રાત્રે એક જાટ સિખને ત્યાં લાવી પુરી દેવામાં આવ્યો. સ્હવારે ઉઠી તેણે ઘણુંજ પાણી પીધું. રાત્રિના દશ વાગે પોલિસ તેને ત્યાંથી કહાડવા ઇચ્છતી હતી, કારણ એ હતું કે ચોવીશ કલાકથી વધારે ટાઇમ એ થાણામાં રાખી શકાતા ન્હોતા, પણ તે આદમી ત્યાંથી નીકળવા માગતો ન્હોતો. તે કહેતો હતો કે, મ્હારૂં ગામ દૂર છે હું આ વખતે ક્યાં જાઉં, મ્હને શા માટે ઉઠાવી લાવ્યા હતા. આખરે તેને પાથરવાનું આપવામાં આવ્યું અને તે બ્હાર થાણામાં સુઇ રહ્યો.

પાડોશીઓની કંઇક વાતો.

એક દિવસ એક નવજવાન છોકરી સ્ત્રીઓની જેલમાં કેદ પૂરી કર્યા પછી દીલ્લી પહોંચાડવાને માટે ત્યાં લાવવામાં આવી. ત્હેના શરીરને ઢાકવાવાળા કપડાં સેંકડો ચીથરાથી બનેલાં હતાં. તેને સિપાહી પૂછતા હતા કે તને શા માટે સજા થઇ. તે પોતાની હકિકત સંભળાવતી હતી, કે તેણે હલકા માણસની સાથે દોસ્તી કરી પોતાના પતિને નુકશાન પહોંચાડવાની કોશીશ કરી હતી, જેથી તેને ત્રણ

વર્ષની સજા થઇ. એટલામાં એક બીજી બુઢી હજામ પકડાઇને આવી. તેનાપર એ ગુન્હો હતો કે તે એક સારા માણસ પડોશીને ઘેર જા આવ કરતી હતી. તેની છોકરીને ફોસલાવીને લઇ ગઇ અને તેના દરદાગીના ઉતારી એ છોકરીને એક કુવામાં ફેંકી દીધી. તેણે પોલિસને જણાવ્યું કે તેનો પતિ પણ આ કામમાં સાથે હતો. તેને પણ પકડી લાવવામાં આવ્યો હતો. તે પોતાની બુઢી સ્ત્રીપર ગુસ્સે થતો અને કંઇ ખુશામત કરતો હતો કે એનું નામ ન લે. તે કહેતી હતી—કેમ, ત્હમે મ્હારી પાછળ બીજું નાતરૂં કરવા માગોછો ખરૂ ને ?

એક દિવસ બાગવાનપુરાથી એક બદમાસ પકડાઇ આવ્યો. તેણે રાત્રે એક ઘરનું તાળું તોડી ચોરી કરી હતી. પોલિસવાળા તેને મારતા અને ધમકી દેતા હતા. તેની સ્હામે તો કહેતો હતો કે તેને કશી પણ ખબર નથી. હવાલાતની કોટડીમાં આવી પોતાની બહાદુરીની ડીંગો મારતો હતો. એ પ્રકારનાં દશ્યો હતાં. મ્હને કોઇની સાથે વાત કરવાનો અવસર ન હતો ! હું ગુપચૂપ બેઠો બેઠો એ વાતો સાંભળ્યા કરતો હતો. જે કોઈ નવો પકડાઇને આવતો હતો, તે એક બીજાને મ્હારી તરફ ઇશારો કરીને બોલવા માગતો હતો કે આને કેમ પકડ્યો છે ?

એક રાત્રે એક મલંગ ફકીરનો ફારસ થયો. તે ભૂલથી કોઇ ઇંગ્રેજના મકાનના આંગણામાં ચાલ્યો ગયો. તેને પોલીસને હવાલે કરી દેવામાં આવ્યો કે એ પણ [illegible] કરવા-

નમાં સામેલ હતો, જેથી તે નુકશાન પહોચાડવના ઇર
દાથી મકાનમા દાખલ થયો હતો. તે ક્યારેક રોતો હ
ક્યારેક ગાતો હતો, કદિ અંગ્રેજોને ગાળો દેતો હતો. બીજ
કેટલાક સાધુઓ પણ આવી ગડદીમાં પકડાઈ ગયા.

## ડિસ્ટ્રીકટ જેલમાં.

---

કેટલાક દિવસો હવાલાતની આ અંધારી કોટડીમ
વીતી ગયા, કે અચાનક એક દિવસ મ્હને એક શિખ
પોલિસ ઓફિસર મળવા આવ્યો અને કહેવા લાગ્યો કે,-
બાબુ સાહેબ આપ આમ નકામી તકલીફમાં કાં પડયાછો,
શા માટે બધી હકીકત બતાવી નથી દેતા ? "

મ્હેં ઉત્તર દીધો, આજ પહેલીવાર મ્હને આ બાબત
જણાવવામાં આવી છે. કોણ કેવા પ્રકારની હકિકત મ્હારી
પાસે જાણવા માગે છે. તે કહેવા લાગ્યો-મથુરા ટાઇમથી,
લુધીયાના એક માણસે ત્હમારી બધી બાબત જણાવી દીધી
છે કે, ત્હમે મોટા લિડર છો. ત્હમે જોયું હશે, કરતારસિંહ
પણ પકડાઇ ગયો છે" આની એક બે દિવસ પહેલાં
રાત્રિના સમયે થાણામાં મ્હોટો કોળાહળ મચ્યો હતો. રેલ્વે
સ્ટેશનથી ત્રીશ માણસોને પકડી થાણામાં લાવ્યા હતા.
અંગ્રેજ પોલિસ ઓફિસર ત્હેની સાથે હતો. થાણાના
સિપાહી કહેતા હતા કે, ડેપ્યુટી ઇન્સપેક્ટર જનરલ રામ-
: ખુદ ત્યાં હાજર હતા, ઘણા આદમી પકડાઇ ગયા છે.

અને તેમાં વળી ઘણા ધાસ્તીભર્યા આદમી પકડાયા છે, ધાસ્તીભર્યા જરૂર હતા, કેમકે તે પહેલી રાત્ર હતી, કે મ્હને મ્હારી કોટડીથી કહાડીને બીજી કોટડીમાં બીજા કેદીઓ સાથે રાખી દેવામાં આવ્યો, અને એ ત્રણેને મ્હારાવાળી કોટડીમાં પૂરી દેવામાં આવ્યા. તે ખુશ હતા. હસતા હતા, અને એક એમાથી ટોમકિન ને ખાલી નામ લઇ બોલાવતો હતો. તે અઢાર વર્ષનો નવયુવક હતો. એ ત્રણેને હાથ કડીઓની અતિરિક્ત પગમાં મોટી મોટી બેડીઓ નાંખીને દરવાજાની બહાર બાંધી દેવામાં આવ્યા અર્ધી રાત્રિ વીતી ગઇ. બધા લોકો ઉંઘમાં પડ્યા હતા. પહેરદાર પણ આરામ લેવા બેસી ગયા. મ્હે ફરીને જોયું, તો તે " કરતાર સિંહ" હતો. તેને મ્હેં એકવાર અમેરિકામાં જોયો હતો.

હવે મ્હને તે સિખ ઓફિસર કહેવા લાગ્યો એકવાર એક ગીદડ જાળમાં ફસી ગયો. ગીદડ ઘણું ચાલાક હોય છે તેણે પકડવાવાળાને કહ્યું-જો તું મ્હારી એક વાત નહિ સાંભળે તો પ્રલય આવી જસે. તેણે કહ્યું-બતાવ એ વાત શું છે ? ગીદડે ચીસ પાડીને કહ્યું-એ વખતે બતાવીશ જ્યારે મ્હને છોડીને તું થોડે દૂર ઉભો રહીશ આખરે કંઇક સમજી વિચારીને તે રાજી થઇ ગયો. ગીદડ થોડે દૂર ગયું અને " આપ મરે જીગ પરલો " કહેતું ભાગી ગયું. જેવી રીતે બની શકે તેવી રીતે જાન બચાવી લેવી જરૂરી અમર છે, આપ એટલા આલિમ અને દાના છો.

પડયા હતા, જેમાંના એકમાં અમને ખાવાનું આપવામાં આવતું હતું. જેમાંનો એક સિપાહી લાઇનની સાથે ધૂમતો હતો. નાલખાની કોટડીથી કેટલાક અંશે આસારી હતી. આમાં પડેલા અંદરથી સાદ કરી આદમી બીજી કોટડી વાળા સાથે વાતચીત કરી શકતો હતો. જો કે તે સિપાહી હરવખ્ત અટકાવતો હતો, અને કદિ કદિ તેની સાથે લડાઇ થવા લાગતી હતી, કેમકે પંદર સોળ આદમી કોટડીઓમાં પૂરતા હતા, તે એકની સાથે ઝઘડો કરતો, હતો, તો બીજા ગડબડ કરતા હતા. તેને એ તરફ જવું પડતું હતું, આખરે લાચાર થઇ તે કહેતો હતો કે, વાતો ધીમે ધીમે કરો, જેથી દૂરથી કોઇ જેલનો ઓફિસર સાંભળે નહિ.

સાંજ થવાવાળી હતી જ્યારે એક સિખ સાહેબ જે કે દારોગા હતા તે મ્હને જોવા આવ્યા, અને કહેવા લાગ્યા કે, આ કામળ બીજા આદમીની છે, નવા કામળો લ્યો, તેની સાથે કેટલાક આદમી હતા, તે બે બીજા કામળા દઇ ગયા અને પેલા કામળા લઇ ગયા.

## જેલના રોટલા અને કપડા.

થોડીવારે બે કેદી અને કેટલાક સિપાહી ખાવાનું લાવ્યા. એક પ્યાલામાં પાણી બીજામાં દાળ અને રોટલા હાથમાં આપી આગલી કોટડીમાં રવાના થઇ ગયા. રોટલા જવના બનાવેલા હતા. તેમાં મ્હોટો ભાગ રેતી ભળેલી હતી. દાળ સડેલી અને કયા અનાજની છે તે

જણાતું ન્હોતું. એકજ કોળીયો રોટલાનો મોંમાં નાખ્યો, બીજો નાખતો અસંભવ થઈ ગયો. પાણીથી મ્હોં સાફ કરી લીધું અને બેઠો રહ્યો. અંધારૂં થઈ ગયું. ભૂખે પેટે રાત્રિ કાપવાની ચિન્તા હતી, હજુ કામળ બિછાવીને સૂતોજ હતો કે તમામ શરીરની સાથે જૂઆ વળગી પડયા. બન્ને કામળો જૂઆથી લથબથ હતાં. રાત્રિના સમયે તેનો શું બંદોબસ્ત થઇ શકે તેમ હતો, હા કામળ ઉઠાવી અલગ ફેંકી દીધી અને પથ્થરના ઉપર સુઇ રહ્યો. છતાં પણ જૂઆ ઘણાજ ચોંટી ગયા હતા. પહેલી રાત્રિ જેલનો જે અનુભવ થયો કે ત્યાર પછી જેટલાં દુઃખો પડ્યાં, તે એની સ્હામે તુચ્છજ જણાતાં હતાં. સમયમાં એકજ ગુણ છે. કે તે પ્રતિક્ષા નથી કરતો પરંતુ સંતોષ એટલોજ છે કે વીતી જાય છે. ત્યાં આશરે બે ત્રણ અઠવાડીયા સુધી રહ્યા. એજ ખોરાક અને એ કામળાથી દિવસ રાત્રિ વિતતાં ગયા. પ્રાતઃકાળે હવાલદાર ભંગીને સાથે લઇ આવતો હતો. જાજરૂનું કુંડું સાફ કરતો હતો. એક એક કોટડીને ખોલતો હતો, કારણ કે એક બીજાની ચિકસ નજરે ન આવી શકે. બન્ને સમય સાધારણ ભોજન શિવાય જેમાંથી કંઇ ખાઇ શકાતું ન્હોતું, બપોરની વખતે છટાંક ભર ચણાના લોટની રોટલી મળ્યા કરતી હતી. એમાં મુસું અને રેતી ભળેલાં ન્હોતાં. તે એક પદાર્થ હતો જેની દિવસમાં ખુશીથી રાહ જોવાતી હતી. દિવસે કાંબળામાંથી જૂઆ કઢાડતા એક વખત જરા બહાર કઢાડતા હતા.

આ શિવાય અમારૂં એક કોડડીમાં પુરાઇ રહેવાથી બીજા કેદીઓને મળવાને કોઇ સમય ન હતો, અને એ શિવાય આ પોતાની દુર્દશાનું જેલના બીજા જીવનનું કંઇ જ્ઞાન ન થયું.

# સેન્ટ્રલ જેલ.

જેલમાં એક વાતનું ઘણું ધ્યાન રાખવામા આવે છે કે જે કંઇ બને તે બધું અચાનકજ કે જેની એ પ્હેલાં કેદીને કશી ખબરજ ન થઈ શકે. અચાનક કરવુંજ તેના હૃદય પર ઘણો પ્રભાવ પાડવાનું હોય છે. હજુ એક માસ ડિસ્ટ્રિક જેલમાં અમને નહિ વીત્યો હોય ત્યા એક દિવસ પોલિસની પાર્ટી હાથકડીઓ લઇ સ્હામે ઉભી રહી. એક એકને કહાડીને હાથોમાં હાથ કડીઓ નાખી દીધી. કોટડીઓમાથી કહાડી ફાટકની અંદર દાખલ કર્યા. એ ઠેકાણે બધાની નિયમ પૂર્વક ગણત્રી થઇ અમારો ચાર્જ જેલવાળાએ પોલિસને દીધો. અમારી સંખ્યા વીશને આશરે હતી. હાર-બંધ અમને ઉભા કરી દીધા. અમારી ડાબે જમણે આગળ પાછળ પોલિસ સંગિનો કહાડી ચાલતી હતી. થોડે દૂર ચાલીને અમને સેન્ટ્રલ જેલના ફાટકમા દાખલ કરવામાં આવ્યા. તેને લાહોરમાં પાકી જેલ કહેવામા આવે છે. મોટા મોટા લોખડના સરીયાવાળાં ફાટક ઉઘડી ગયાં તેમાં દાખલ થઇ અમે ડોઢીમા ઉભા થઇ ગયા. તે ઠેકાણે અમારો ચાર્જ પોલિસે પાછો જેલને કઈ દીધો.

# જેલની નવી સૃષ્ટિમાં અથવા નર્કમાં.

અંદર જઇ અમને ચૌદ નંબરની કોટડીઓમાં પૂરવામાં આવ્યા. એ જેલમાં બે વિભાગ છે એક એક વિભાગમાં આઠ આઠ નંબર છે. એક એક નંબરમાં કેટલી કેટલી લાઇનો છે. ચૌદ નંબરની લાઇનમાં જૂદી જૂદી કોટડીઓ છે, અમને એ કોટડીઓમાં રાખવામાં આવ્યા.

ચૌદ નંબર જેલમા ફાંસીના ગુન્હેગારો અને પૂરા બદમાસોની જગ્યા છે. એની અંદર એક લાઇન છે, જેમા ખાસ બદમાસોને રાખવામાં આવે છે અને તેનું નામજ બદમાસ લાઇન છે. તેમા આશરે આઠેક કોટડીઓ છે. એમાંની એક કોટડીમાં મ્હને રાખવામાં આવ્યો. મ્હારી સાથેની આજૂબાજૂની કોટડીઓમાં બીજા કેદી રાખ્યા હતા, જેને જેલમાં પકા બદમાસ ગણવામા આવતા હતા. અહીં રહેવાથી મ્હે અનુભવ લીધો કે હવે હું એક નવી સૃષ્ટિમાં દાખલ થયો છું. પોલીસ હવાલાત અને કાચી જેલની હવાલાતના બે માસ એક પ્રકારે મધ્યની સીડી સમાન હતા જેમાંથી પસાર થઇ નર્કમાં પ્રવેશ કર્યો. જોકે એ નર્ક હતું, પણ એમાં થોડીક સ્વતંત્રતા મળવા લાગી. એ સ્વતંત્રતા નર્કવાસીઓની સિકલ જેવી અને તેમની વાતચિત સાંભળવાનો ફુરસદ હતો.

પોલિસની હવાલાત અંધકાર અને અંધકારમાં એકલાં સમય વિતાવાનું હતું. કાચી જેલમાં જેલના ઓફિસરે

અને કર્મચારીઓની શિકલ જણાતી હતી. તે કોટડીને સાફ કરાવવા અને ખોરાક અપાવવા આવ્યા કરતા હતા. તેની સાથે વાતચિત કરવાનો કોઇ ટાઇમ મળી શકતો ન્હોતો. હવે તેની સાથે રહેવાનો સંયોગ થયો કે, જે જેલ ઓફિસરના શત્રુઓ હતા અને જેનું કામ રાત્રિ દિવસ જેલવાળાઓને તથા એક બીજાને ગાળો દેવાનું હતું. એનામાં એક ગુણ હતો અને તે એકે તેની અંદર થોડો ઘણો અતિથી સેવાનો ભાગ વિદ્યમાન હતો. અમને લોકોને ને જેલમાં નવા આવેલા સમજી અથવા અમારો ગુન્હો સરકારી સમજીને અમારૂં થોડું ઘણું સન્માન કરતા હતા. એવું જણાતું હતું કે તેને પંજાબના શેહેર બજારની વાતો વધી ઘટી મીઠું મરચુ ભભરાવેલી ગમે તેમ પહોંચી જતી હતી. તે જાણતા હતા કે ઇંગ્રેજોને એક મોટા ભયાનક શત્રુ "જર્મન" સાથે પાનું પડયું છે. અને એટલા માટે દેશમાં કેટલાક લોકોએ અશાન્તિ પેદા કરવાની ચેષ્ટા કરી છે, જેને સરકાર પકડી પકડીને જેલમાં ભરી રહી છે, સ્વાભાવિક તેની સહાનુભૂતિ એ લોકોની સાથે હતી.

જો કે એ લોકો ઇંગ્રેજસરકારને અને જેલના ઓફિસરોને ગાળો દેતા હતા, પરન્તુ વિચાર કરવાથી એવું પ્રતિત થતું હતું કે એ સર્વ તેનો નિત્યનો વ્યવહાર હતો. એ ગાળો ભેળોની તેના મનની અવસ્થાની સાથે કોઇ વધારે સંબંધ ન્હોતો. તે પોતાના નિત્યના કામ કાજના જીવનનું સાધારણ કર્તવ્યજ સમજતા હતા. જેમ આપણે આપણા

સાંસારિક ધંધાનો કદિ એવો વિચાર નથી લાવતા કે આ બધું ક્ષણિક છે અને એટલા માટે આપણે એ સમયનું ધ્યાન રાખવું જોઈએ જ્યારેકે આપણી આ સંસારી બંધનથી મુક્તિ થઇ જશે. તે કદિ પોતાના છુટકારના સમયનો ખ્યાલજ નથી કરતા. કારણ એકે એ લોકોની કેદની મુદત ઘણે ભાગે લાંબી હોય છે. અને એમાંના કેટલાક એવા હોય છે કે છુટકારો મળ્યા પછી તુર્તજ તે પાછા અહીં આવી જશે. તેનું ઘર જેલજ હોય છે, તેનો સંસાર પણ એજ હોય છે. આપણે જેને નર્ક કહીએ, એના માટે એજ સંસાર છે. એવાજ આપણા આ સંસારને જો કોઈ શક્તિ ઉપરથી જોવાવાળી હોય તો કંઇ એ પ્રકારનુંજ નામ દેતી હશે, કોટડીની અંદર એક ઉંચી ખડી સુવાને માટે બનાવેલી છે. એક તરફ એક પથરની ઘંટી લાગેલી છે, જેમાં ઉભારહીને અનાજ દળાય છે. તેના એક ખૂણામાં લોઢાનાં બે વાસણ હોય છે, અને એક બીજા ખૂણામાં માટીનાં કુંડાં પડયાં હોય છે. જેમાં જાજરૂ પેશાબ કરાય છે. સ્હવારે ઉઠતાંજ શૌચાદિ કરતાંજ લાંગરી આવી જાય છે. બે ચણાની કાચી અથવા બળેલી રોટલી આપે છે, અને એક ચમચો શાકનો હોય છે, જો કે ઘણે ભાગે પાંદડા રોપા કે ડાંખળાંઓનું બનાવેલું હોય છે. આ નંબરને છોડી બીજા નંબરોમાં બારકો હોય છે, જેમાં સાઠ સીત્તેર મનુષ્યોને સુવાનું સ્થાન બનાવેલું હોય છે તેમાં જાજરૂ જુદાં હોય છે, અને સ્હવારે ઉઠતાંજ પાંચ સાત મિનીટની અંદર

એ બાજરૂમાં શૌચાદિ કરવો પડે છે. એ બધા કેદીઓને ઓસરીની અંદર હારમાં બેસાડી રોટલાઓ વહેંચવામાં આવે છે.

## જેલનું જીવન.

એ બારકોમાં એક એક કેદી લેમ્પ લઇ ત્રણ કલાક સુધી પહેરો ભરે છે. ચૌદ નંબરનો પહેરો અજબ ઢંગનો છે. હર ત્રણ કલાકે નવો નંબરદાર બદલાઇ પહેરો ભરવા આવે છે અને દરેક કોટડી સ્હામે ઉભો રહી બોલે છે. "બોલો જબાન" જો અંદર કેદી સુઇ ગયો હોય અને તે જવાબ ન આપે તો તે એ જોવા માગે છે કે જીવતો છે, મરીતો નથી ગયો કુમકે તેને થોડી થોડી વારે રિપોર્ટ દેવો પડે છે "બધું સારૂં અર્થાત આલઅેલ." અમારા લોકોની ઉપર ખાસ ખાસ પઠાણ પહેરદારોનો પહેરો ભરવામાં આવતો હતો, જે કે પોતાના કર્તવ્યને પૂર્ણ કરવામાં અતિ કઠોર હોય. પરિણામ એ આવે છે કે પ્રત્યેક રાત્રે કોઇ ન કોઇ ગુન્હેગારની સાથે ગાળા ગાળી અને ટંટા સુધીની નૌબત પહોંચતી હતી. દર ત્રીજા કલાકે રાત્રે જગાડી અમારા જીવવાની ચોકસી કરવામાં આવતી હતી

સ્હવારે ખાઇ રશા હો કે ન ખાઇ રશા, ઘઉંની ગુણો તૈયાર રહેતી હતી. પ્રત્યેક કેદી લાકડાનું પીપ લઇને જતો અને અદાર શેર ઘઉં વજન કરાવી લઇ આવતો ~. અને દળવા શરૂ કરી દેતો હતો એ દિન ભરની

સરેકારી મજુરી હતી, જેકે તેને ત્રણ ચાર વાગ્યા સુધી દેવી પડતી હતી. કોઈ બળવાન આદમી એ મજુરીને ત્રણ ચાર કલાકની અંદર સમાપ્ત કરી લેતો હતો. બાકી નબળા પોચા આખો દિવસ લાગ્યા રહેતા હતા. પોત પોતાની કોટડીઓમાં ઘંટી ફેરવતા હતા, ગીત ગાતા હતા, જોડેની કોટડી વાળા સાથે ઠઠ્ઠા મશ્કરી કરતા હતા, એક બીજાને ગાળો ભેળો દેતા હતા. ઘણા ખરા એવા હતા કે જેનું બે રોટલીથી પેટ ભરાતું ન્હોતું અને તે સાથે સાથે લોટ પણ ફાકતા હતા. તેને બદલે એમાં રેતી ભેળવી દેતા હતા. કેટલાક કેદીઓનો લોટ ઓછો થતો હતો અને તેની તપાસ સુપરિટેન્ડેન્ટ પાસે જતી હતી અને બદલામાં દંડ પામતાં હતા.

## કેદીઓના ખેલ તમાશા.

મંજુરીથી છુટા થયા, હવે અંદર અંદર જુગાર ચાલુ થયો તેની સંપત્તિ કેટલાક આના અને કેટલાક રૂપિઆ હોય છે અને એ સંપત્તિને સંભાળી રાખવાનો ખજાનો તેનું ગળું હોય છે ગળામાં પૈસા રૂપીઆ રાખવાની એક ખોલ બનાવી હોય છે. તે બનાવવાના માટે એક સિક્કાની ગોળી લઇ તેની સાથે દોરો બાંધી ગળામાં નાંખી દેવામાં આવે છે. દોરો મ્હોંમાં અગર દાંતોમાં રાખવો પડે છે, કારણકે સિક્કા અંદર ન ચાલ્યા જાય. કેટલાક દિવસના અભ્યાસથી એ ખાતું બની જાય છે. અમારા કેટલાક આદમીયોએ આની રીતે આ ખોલ બનાવી લીધું હતું કેમકે તે ઘણુંજ લાભ

દાયક સમજવામાં આવે છે. એના બનાવવામાં નુકશાન પણ હોય છે. અમારા એક આદમીએ "સિક્કાની ગોળી" રાખવી શરૂ કરી. તે ગોળી પેટમાં ઉતરી ગઇ તેને સિક્કા ( ધાતુનું નાણું ) નું વિષ ચ્હડી ગયું. બે મહિનાથી વધારે સમય સુધી તેણે રોગની વાત ન કરી, અન્તે દુઃખી થઇ તેને ઇસ્પીતાલ જવું પડ્યું, ત્યાં પણ લાંબા સમય સુધી લાચાર પડી રહ્યો પણ હઠના માર્યે તેણે અસલી કારણ ન બતાવ્યું. ચોથે મહીને પત્તો લાગ્યો કે તે ગોળીની પ્રેક્ટિસ કરી રહ્યો હતો. ડોક્ટરે પૂછ્યું તો તેણે સાફ ના પાડી દીધી. જુલાબ દીધા, કંઇ લાભ ન થયો. જ્યારે ડોક્ટરને વિષનો વિશ્વાસ થઇ ગયો ત્યારે તેણે છાતીનાપર સખ્ત ઉપાય શરૂ કર્યો કે જેથી ગોળી બાહર નીકળી પડી એ વખતે તે ઘણોજ દુર્બળ થઇ ચૂકયો હતો, અને એ વિષના પ્રભાવથી તેનું મૃત્યું થઇ ગયું. એ મ્હોંનો ખેલ છે, એ ખેલ દ્વારા ઘણે ભાગે મદારી લોકો ગોળા ગળી જવાના ખેલો બતાવે છે. એક બે ન્હાના ગોળા તે ગળાની અંદર રાખી શકે છે અને ખેલ કરતી વખતે તેને કહાડે છે; પાછળ એક હાથેથી ગોળો ઉપર લઇ જાય છે અને મ્હોંએથી નીકળતો બતાવે છે. જુગાર રમવાવાળા પૈસાથી રમે છે, દેહીઓના કપડાથી રમે છે અને જે રોટલા તેને મળે છે તેના દાવ લગાવીને પણ જુગાર રમે છે. એ પ્રકારે ફેરી કેટલાક દિવસો સુધી કેવળ ગળાપર નિર્વાહ ચલાવે છે. જો કે બપોરના સમયે દરરોજ

મળે છે, અને પોતાના રોટલા હારતા રહે છે, સાંજે પાછા રોટલા દઇ કોટડીઓને તાળાવાશી બંધ કરી દેવામાં આવે છે. અંદર પડયા પડયા અર્ધી રાત્રિ સુધી ગાતા અને એક બીજા સાથે વાતો કરતા અને ઘણે ભાગે ખરાબ શબ્દમાં ગાળો દેતા રહે છે. એજ તેનો ખેલ અને જીવનનો આનંદ હોય છે. અઠવાડીયામાં એકવાર પ્રાતઃકાલે આખી જેલમાં સુપરિટેન્ડેન્ટ ચક્કર મારે છે. જેને પરેડ લગાવવી કહે છે.

કલાકેક પહેલાં નંબરદાર કેદી આવે છે. "તૈયાર હો જાઓ, પરેડ લગાઓ." ત્યાર પછી સિપાહી આવે છે "પરેડ લગાઓ અભી તક કયા કરતે હો." બે ચાર મીનટ અંદર જેલનો કલાર્ક આવે છે અને એજ શબ્દો બેવડાવે છે. કોટડી ઓશરીની ચોકખાઇ જૂએ છે. હમણાં નાયબ દારોગો આવે છે, જેના પછી સુપરિટેન્ડેન્ટ કેદીઓના કર્મચારીઓનું એક ટોળું સાથે લઇ આવે છે, તેની સાથે દરોગો આગળ આગળ ચાલે છે. પ્રત્યેક કેદી કોટડીના દરવાજાની સ્હામે જાળીની પાછળ પોતાની ટિકીટ હાથમાં લઇ ઉભો થઇ જાય છે, અને જો કોઇને કંઇ ફરિયાદ કરવી હોય તો તે સલામ કરી પોતાની "અરજ" કરે છે. સુપરિટેન્ડેન્ટ એક સેંકડ અટકીને તેનો ઉત્તર દઇ આગળ ચાલતો થાય છે. રસ્તામાં દારોગો બધાના વિષયમાં રિપોર્ટ કરતો જાય છે. એ એક મ્હોટા નાટક જેવું પ્રતિ અઠવાડીએ જેલમાં થાય છે, જેથી કેદી પોતાની ફરિયાદ

અથવા જરૂરીઆતને સુપરિન્ટેન્ડન્ટના કાન સુધી પહોચાડી શકે. કદિ કોઇને કાગળ લખવો હોય છે તો તે સુપરિટેન્ડેન્ટને અરજ કરીને કાગળનો હુકમ મેળવે છે

## (૪) જેલ રૂમમાં કોર્ટ.

નૌલખા જેલમાં, ડિસ્ટ્રીટક જેન અને સેન્ટ્રલ જેનમા પણ ઘણો સમય વીતી ગયો પરન્તુ મ્હને હજુ સુધી એ પણ ન જણાયુ કે કયા ગુન્હાને લઇ મ્હને પકડ્યામા આ યો છે અથવા કયો ગુન્હો મ્હારે હાથે થઇ ગયો છે જેના આધારે કેશ ચનાવવામાં આવશે અને એક દિવસ રણ લાલા રઘુનાથ સહાય વકીલ મુનાગત કરવાને માવ્યા, તેણે મને જણાવ્યુ કે અમારા માટે એક નવો કાયદો બનાવી રહ્યા છે, જેનુ નામ " ડિફેન્સ ઓફ ઇન્ડીઆ એક્ટ " હતું એ કાયદાનુસાર અમારા ઉપર કેસ કરી જેલમાજ ચલાવ વામા આવશે ત્રણ કમિશ્નરોનુ એક ખાસ કમિશન કો ર્ટના રૂપમાં નક્કી થશે જેના ફેસલા પછી કોઇ અપિન નહિ થઇ શકે

### અમેરીકાના હિન્દુસ્થાની હિન્દુસ્થાનમાં.

યુદ્ધની શરૂઆત થતાથી અમેરિકાની અંદર કામ વાળા શિખ અને બીજા લોકો કઇ વતાહોપર ૨૯

ડીને ભારતમાં આવ્યા જે કે પોતાના દેશને યુધમાં ભાગ લેવા અથવા ઇંગ્લાંડની સહાયતા કરતા રોકયા. અને આ અવસરને પોતાની સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં રોકવો. એ લોકોની એક મ્હોટી સખ્યાને વહાણુમાંથી ઉતરતાજ પકડીને જેલમા કેદ કરી દેવામાં આવી હતી. કેટલાક મુલતાન જેલમા હતા, કેટલાક મીંયાવાલી જેલમા હતા. કેટલાક મહિના સુધી જેલોમા કેદ રહેવા છતાં પણ તેણે પોલીસના દબાણોથી કોઇ પણ પ્રકારની હકિકત કીધી નહિ, જેથી તેનાપર કેશ ચલાવી શકાય. પરંતુ એ લોકોમાથી કેટલાક બ્હાનાં કરી અથવા વેશ અને નામ બદલીને પકડાવાથી બચી ગયા, અથવા પકડીને છોડી દેવામા આવ્યા, તેઓએ આમ તેમ ભટકવા અને ઉપદ્રવ કરવાનો આરંભ કર્યો. જ્યારે પકડાવા શરૂ થયા. તો તેનામાં કેટલાક માફીદાર બની ગયા. એમાનો સૌથી પહેલો આદમી નવાબ નામનો હતો. તે એકજ મુસલમાન અમેરિકાથી એની સાથે આવ્યો. એનો તમામ ખર્ચ એ લોકોએ પોતાની ગાંઠથી આપ્યો. અમેરિકામા તે આદમી બાતમીદારનુ કામ કરી ચુકયો હતો. એ અહી ખાસ ઇરાદાની સાથે તેની સાથે આવ્યો હતો, એવું પ્રતિત થાય છે. તેણે રસ્તાની બધી વાતો ચીતો ક્રમવાર યાદ રાખી, અને આવતાજ ઓફિસરોને મળી બધી બાબત બતાવવી શરૂ કરાવી દીધી. અને સાથેજ મુસલમાન હોવાને લીધે બતૌર એક લીડરનું તે પણ સાથે કામ કરતો હતો.

## પોલીસનો બાતમીદાર નવાબ.

આ નવાબ દ્વારા પોલિસને એ લોકોની બધી હકિકત માલુમ પડી ગઇ, અને ખાસ આદમીયો પકડાયા હોવાથી તેની બધી ગુપ્ત વાતોને બતાવી ગભરાવી દેતા હતા. ગુપ્ત કારસ્થાન રચવામાં અને ગુપ્ત ઉપાયોમાં એકજ ઘણું જોખમ છે, જે કે એ બધાને નકામું કરી નાંખે છે. એ એજ કે ગુપ્ત વાતો કરતા બહાદૂરો અને દિલેરો ખરા અને છળ છિદ્ર મેંબરનો પત્તો નથી લગાડી શકાતો. હર એક પોતાની વીરતાની ડંફાસો મારે છે, અને પોતે પોતાને સર્વથા સુરક્ષિત સમજીને બધું કંઇ કહેવા અને કરવા તૈયાર થાય છે પરન્તુ જ્યાં તેને ખબર મળે છે કે તેનાં તમામ ગુપ્ત કારસ્થાનોની પોલિસને ખબર મળી છે ત્યારે તેનું મન ગભરાઇ જાય છે. અને એકાએક પોતાના જીવનને સંશયમાં જોઇ, જેની તેને કદિ કલ્પના પણ થઇ ન્હોતી તે પોતાના પ્રાણ બચાવવાની ચિન્તામાં પડી જાય છે જેનું પરિણામ બાતીદાર થઇ પોતે પોતાને બચાવી પોતાના સોબતીઓને ફસાવવાનું હોય છે. પોતે ફરી છુટકારો મેળવવાનો કેવળ એજ ઉપાય સમજીને તે પોતાના પ્રાણ આ પ્રકારે બચાવી શકે છે.

## કેદીઓની ટ્રેનિંગ સ્કુલ.

સેન્ટલ જેલમાં અમને એક એક બબ્બે ને જૂદા જૂદા મિનિટ રહ્યાારે બ્કાર કહાડી ફરવાની રજા દેતામા

આવતી હતી જેલના હેડ, કવાર્ડર સાથે પહેરાપર રહેતા હતા. હવે અને એમ જણાયું કે પંજાબની ઘણી જેલોમાં પૂરી રાખેલા કેટલાએ આદમીઓને લાહોર જેલમાં લાવી રહ્યા હતા. હેડવાર્ડર અમને સખ્ત કરવા અને જેલના અપમાન સહન કરવાનો અભ્યાસ શીખવાડવા યત્ન કરતો હતો. તે કહેતો હતો કે, હમને જેલની જીંદગીના માટે ટ્રેન ( શિક્ષણ ) દઇ રહ્યો છું. તેણે પોતાનું આયુષ્ય બાલ્યાવસ્થાથી જેલની નોકરીમાંજ ગાળ્યું હતું. જો કે તેનો સ્વભાવ ખરો હતો, છતાં પણ કદિ કદિ અમને ખરેખરૂં બતાવી દેતો હતો. એકવાર તેણે મ્હને જણાવ્યું કે જેલમાં કેદીને સખ્ત કરવાનો ઉપાય એકજ છે. તે એ જે કંઇ કેદીનું મન કરે તેને તે ન કરવા દેવું અને તેની વિરૂદ્ધ કરાવવું. જો તે ઉભો હોય, તેને તુર્ત ધમકાવી દેવો કે બેસો જ કેમ ઉભો છે. જો બેઠો હોય, તો ધમકી દેવી, ઉભો કેમ નથી થતો. ઉપર જૂએ તો કહેવું, નીચે જો, ત્યાં શું જૂએ છે!

## માફીદારો સાથે અમારી ઓળખાણ.

કેટલાક દિવસો વીતી ગયા. અમને હાથ કડીઓ નાખી કોટડીની બહાર કહાડયા એક ઘાસવાળી જગ્યાએ સર્વને લઇ ગયા અને બેસાડી દીધા. અમે હેરાન હતા કે આ શું થવા લાગ્યું છે. એટલામાં જોયું કે ફાટક ખુલ્યું અને પોલિસકપ્તાન અને બીજા દેશી ઓફિસર અંદર દાખલ

થયા અને અમારી તરફ આવ્યા. તેની સાથે એક બીજો માણસ હતો કે જે એની સાથે રહી ચુકયો હતો. તેનું માથું નીચું અને શરમના માર્યા ચ્હેરો કરમાયલો અને ઝુકાવેલો હતો. અમને બધાને ઉભા થવાનો હુકમ થઇ ગયો. અને અમને જણાયું કે ઓળખાવાને માટે તે આદમી સરકારી સાક્ષીના રૂપમા અમારાં લોકોની ઓળખાણના માટે લાવવામાં આવ્યો છે. તે દરેકની સ્હામે ઉભો થઇ બતાવતો હતો કે તે અમને ઓળખે છે, અથવા નહિ. કોઇ કોઇને તેણે ઓળખ્યા, અને બતાવ્યા કે અમુક અમુક ઠેકાણે તે એની સાથે હતો આ પહેલીજવાર હતું કે અમને લોકોને એકઠા મળી એક બીજાને જોવાનો પ્રસંગ થયો. અહીં મે ત્રણ એવા આદમીઓને જોયા કે જેને મેં અમેરિકામાં એક બે વાર જોયા હતા એમાના એક પંડિત જગતરામ હતા જે કોઇ સમયમા દયાનંદ કોલેજમાં વિદ્યાર્થી રહી ચુકયા હતા. લાહોરમાં મ્હારી પાસે આવ્યા હતા. અને મને કેટલાક અમેરિકાના સોનાના સિક્કા દીધા હતા, જેને મ્હે સરાફ પાસે બદલાવી નોટ એને અગર અમરસિંહને આપી હતી. તેને પેશાવરમા આવાજ ગુન્હા માટે પકડવામાં આવ્યો. તેને નોટના વિષયમા પૂછતાં હેવાલ બતાવી દીધો કે તે મ્હારી મારફત મેળવ્યાં હતાં. તેને એ ગુન્હામાં ત્રણ વર્ષની સખ્ત સજા દેવામાં આવી અને પેશાવરમાં કેટલાક મહિના ચક્કી પીસવાના પછી લાહોર લાવવામાં આવ્યા જ્યાં કે તે કેદીની દશામાં એજ મજુરી કરતા હતા.

અમારી ઓળખાણુ હર બીજે ત્રીજે દિવસે થવા લાગી, અને અમને જણાયું કે માશીદારોની સંખ્યા ડઝનથી ઉપર ચાલી ગઇ હતી. આ ઓળખાણુ પણ વિચિત્ર ઢંગથી થતી હતી. અમે બધા ઉભા થઇ જતા હતા. માશીદાર આગળ આગળ ચાલતો હતો તેની પાછળ પાછળ પોલિસ અને જેલના ઓફિસર સાથે સાથે ચાલતા હતા. જ્યારે કોઇને ઓળખતો હતો, તે એના વિષયમાં નોટ કરાવી દેતો હતો. અમરસિંહ માશીદારે મને ઓળખી લીધો. અને બતાવ્યું કે આણે મ્હારી પાસેથી રૂપિયા અગર નોટ લીધા હતાં અને જગતરામના કેશના વિષયમાં પૂછ્યું હતુ.

એ તો સત્ય હતું, પણ એક દિવસ મૂલાસિંહને ઓળખવાને માટે લાવવામાં આવ્યો. તે દરેકને જોતો જોતો મ્હારી પાસેથી નીકળી ગયો, આઠ દશ બીજા આદમીયોથી આગળ ચાલ્યો ગયો. અચાનક તેણે પાછા ફરી મ્હારી તરફ જોયું અને બોલ્યો, હું આ આદમીને પણ જાણું છું. ગડબડાટ જેવું થયું, ત્યારે કેમ ન બતાવ્યો ?

તે પાછો આવ્યો અને કહેવા લાગ્યો કે આ ભાઇ પરમાનંદ છે. મ્હે તુર્ત મિસ્ટર પેટમેન ગવર્નમેન્ટ એડવોકેટનું ધ્યાન ખેંચાવ્યું કે, આ આદમીને મ્હારી તરફ ઇશારો કરવામાં આવ્યો છે. સુપરિટેન્ડેન્ટ ધમકી દેવા લાગ્યો, શોર મત કરો.

મ્હે કહ્યું, આ અજબ વાત છે, એ આદમી હગણો જાય છે, અને નથી ઓળખતો અને આટલીવાર પછી

બીજાને જોતા અચાનક મ્હારો ખ્યાલ ફરી રીતે આવી શકે?
સુપરિન્ટેન્ડેન્ટ કહેવા લાગ્યો—એ બધી ત્હમારી ચાલાકી છે, એવુંજ થશે મ્હે કેવળ એટલું કહ્યું, મ્હારો પ્રોટેસ્ટનોટ કરી લેવો જોઇએ

એક બીજે દિવસ પોલિસનો સિપાહી કૃપાલસિંહ ઓળખવાને માટે આવ્યો એકવાર તો બધાને જોઇ ચાલ્યો ગયો, અને મ્હારા સંબંધે કંઇ ન કહ્યું એને પાછો બીજી વાર દેખાડવાને માટે લાવવામાં આવ્યો અને તે બોલ્યો કે ત્હેણે મ્હને જોયો છે મ્હે પૂછ્યું કયે ઠેકાણે? ત્યારે કહેવા લાગ્યો કે, ત્હમારા મકાન પર બન્નેની હકિકત મ્હારા વિષયમાં જુદી હતી, જો તે ખરી રીતે જાણતો હોત તો પહેલીવારજ તેને શક પડી જતો.

## સબંધીઓ સાથે મુલાકાત

આતો શરૂઆતની વાતો હતી અમને ખબર પડવા માંડી કે ચૌદ નંબરની સાથે પંદરના બાગને તોડી કોર્ટ બનાવાય છે કમિશ્નરોના માટે ચબુતરો ( ઓટો ) બનાવવામાં આવ્યો છે અમારી માટે એક પીંજરૂ તૈયાર કરવામાં આવ્યુ છે વિજળી લાવવાનો બંદોબસ્ત કરી નાખ્યો છે જેથી કોર્ટના મકાનમાં વીજળીના પંખા લગાડી શકાય એ સમયમાં અમારા લોકોના હેતુ મિત્રો અને ભાઇબાંડુ જેનમાં મળવાને માટે આવતા હતા તે રહવારે આવી અરજી નાંખી દેતા હતા દશ અગિઆર વાગે સુપરિન્ટેન્ટ આવતો હતો. અમાર થી જે કંઇને લઇ જવો જોતો હતો,

તેના માટે નંબરદાર કેદી આવતો હતો અને એક એક કરીને ત્યાં લઇ જતો હતો. અમને આંગણામાં લોઢાની જાળી પાછળ ઉભા કરી દેવામાં આવતા હતા. સગાંવ્હાલાંનાં સ્ત્રી પુરુષો, છોકરાં છોકરીઓ બહાર ઉભા રહી વાતો કરતા હતાં, પાંચમિનીટની અંદર જલ્દી જલ્દી જે કહેવું હોય તે બંન્ને તરફથી કહી દેવામાં આવતું હતું. મુલાકાત સમાપ્ત થઇ. બન્ને તરફથી સંતપ્ત થયેલાં હૃદયો, કંઇ કહેવાની શક્તિ રાખત ન હોવા છતાં એક બીજાની આંખોથી પૃથક કરી દેવામાં આવતાં હતા. પ્રતિદિન કોઇ નહિ ને કોઇની ભેટ થયા કરતી હતી, અને તે પાછા આવી કોઇ ઘરની ગામની અથવા કોઇ બીજી વાત એક બીજાને સંભળાવતાં હતાં. એજ વાત એક કોટડીની અંદરથી બીજીમાં, બીજીથી ત્રીજીમાં અને આગળ ચાલી જતી હતી, અને એ પર ચર્ચા જેવું થયા કરતું હતું, પછી તે વાત ભલે તદ્દન નકામી અને નિરર્થક હોય. એ સમયે જણાતું હતું કે, ગમે તેવો પણ મનુષ્ય એક સામાજિક જીવ છે આપણે આપણા દિવસ કાઢવાને માટે બીજાના સંબંધમાં વાતો સંભળાવા અને કરવાનો સ્વભાવ પડી જાય છે. એજ આપણી પ્રકૃતી થઇ જાય છે. આપણા જીવનના સુખનો આધાર બીજાના સંબંધી વૃતાન્તો જાણવા અને એ પર પોતાની સંમ્મતિ દેવા પર થઇ જાય છે.

### કોર્ટના રૂમમાં પહેલો દિવસ.

એવી રીતે અમારો સમય જેલની ઘટનાઓ સાંભળવા

અને બહારથી આવેલી જેલની જાળીઓની છારણીથી છળાયેલી વાતો પર પોતાની બુદ્ધિ લડાવામાં વિતતો હતો. એક દિવસ અચાનક પોલિસના સાઠ સિપાહીઓ હાથકડીઓ લઈ અમારી કોટડીઓના દરવાજા ઉપર આવી ઉભા. દશ વાગ્યાની પહેલાં થોડીવાર કોટડીઓનીમાંથી કહાડીને એક એકને હાથ કડી નાંખી દીધી, અને ગણત્રી કરી કોર્ટના રૂમમાં લઇ ગયા. કોર્ટના પાંજરાની અંદર અમને રજુ કરવામાં આવ્યા. પોલિસ દરવાજાપર અમારી ચારે તરફ ખડી થઇ ગઇ. કોર્ટમાં વકીલોની એક વિશેષ સંખ્યા વિદ્યમાન હતી. કેટલાક તો સરકારી વકીલ હતા, બીજા આશરે અર્ધો ડઝન બિન સરકારી વકીલો હતા, જેને સરકારે એટલા માટે નીમ્યા હતા કે ગુન્હેગારોની તરફથી પેરવી કરે.

તેનું પ્રયોજન એ હતું કે, કેસ જેલની અંદર ચલાવવાનો હતો અને બહારથી કોઇને અંદર આવવાની રજા ન્હોતી, સામયિક સરકારને જરૂરી લાગ્યું કે ગુન્હેગારોની તરફથી વકીલ પોતાની તરફથી કરે જેથી કોઇ પ્રકારના અન્યાય અથવા અત્યાચારની આ શંકા ન થાય. લાલા રઘુનાથ સહાય મ્હારી તરફના વકીલ હતા. ચોસઠના આશરે ગુન્હેગારોનાં નામ યાદિમાં હતાં, જેમાંના ચાર પાંચ પકડી શકાયા ન્હોતા, પણ જેના પકડાવાની આશા હતી. કેસની શરૂઆતમાં બે પકડાઇને આવી ગયા, અને તેના માટે પાછી ,ફ્રિ વિરૂદ્ધ સાક્ષીઓની જમાની રજુ કરવામાં આવી.

## ભારી પડયંત્રનો નેતા.

એટલામાં ત્રણ કમિશ્નરો આવી ગયા. બે ઇંગ્રેજ હતા, ત્રીજા લાહોરના પંડિત શિવનારાયણ વકીલ હતા, સરકારી વકીલે બે ત્રણ દિવસ ભાષણો કર્યા અને કેસનો બધો દેવાવ ગવર્નમેન્ટની તરફથી જણાવ્યો. આ ભાષણોમાં મ્હને બધાથી વધારે ભયાનક અને દરદવાજની અનુપસ્થિતિમાં ગવર્નમેન્ટની વિરૂદ્ધ એક ભારી પડયંત્રનો નેતા બનાવવામાં આવ્યો. જેની જડ એ સમયે નાંખવામાં આવી હતી કે જ્યારે હું અમેરિકામાં વિદ્યમાન હતો. અને ત્યાંથી પાછા અહીં આવી મ્હે તેના સંબંધમાં બધી ગોઠવણ કરી. ત્યાર પછી મ્હોટા મ્હોટા આરીદારો અમરસિંહ, મુલાસિંહ, જવાલાસિંહ અને નવાબખાનની મ્હોટી મ્હોટી લાંબાચોડી સવિસ્તર જબાનીઓ લેવામાં આવી, જે કે છાપેલા ફૂલ-સ્કેપ કાગળોના ધાના ધાપર પુસ્તાકારમાં મોજૂદ હતી.

મ્હારી વિરૂદ્ધ ઇ. સ. ૧૯૧૦ ના કેસની તમામ ફાઈલ પાછી કોર્ટમાં રજુ કરવામાં આવી લાલારઘુનાથ સહાયે વાંધો ઉઠાવ્યો કે એ કેસ એકવાર ચાલી ચુક્યો છે, બીજીવાર રજુ થઈ શકતો નથી, પરન્તુ તેની વિરૂદ્ધ ફેસલો દેવામાં આવ્યો.

મ્હારી વિરૂદ્ધ "તવારીખ હિન્દ" ને ઉપરી એક ભારી મુન્શો હતો. એ દાવો હતો કે આ તવારિખ પણ પડયંત્રમાં મ્હેંજ લખી અને છાપી છે. દશ વાગ્યાથી લઈ ચાર વાગ્યા સુધી કોર્ટ બેસતી હતી. એક માસની અં

આશરે ચારસો પાંચસો સાક્ષીઓ સરકારની તરફથી અમારી વિરૂદ્ધ ઉભા કરવામાં આવ્યા, અમારા ઘણા ખરા આદર કેસની તરફથી ઉદાસિન હતા જો કે જોવાવાળા જાણતા હતા કે તેની દશા પશુવધ શાળામાં ભેગાં થયેલાં બકરાંએ સમાન હતી; જેના જીવનના દિવસો થોડા જ બાકી છે છતાં પણ એ અમારા જીવન સાંસારિક દૃષ્ટિથી ઘણાજ પ્રસન્ન અને આનંદી હતા, અમને બધાને એકઠા બેસી મળવાની અને વાતચિત કરવાની રજા હતી; કેટલાક તો દિનભર વાતો કરયા કરતા હતા અને કોર્ટને દબાવી ચુપ કરવાની જરૂર પડતી હતી. કેટલાક દિનભરની ગરમીના લીધે સુઇ રહેતા હતા, કોઇ કોઇ કેસની તરફ પણ ધ્યાન રાખતા હતા, બાર વાગ્યા પછી શેકેલા ચણાની એક ડબી બધાને મળતી હતી. જો કે એ અમારો બધાથી વધારે સુંદર ખોરાક અને ટિફિન ( ત્રીજા પહોરનું ભોજન ) હતું અમારી ગંદી રોટલીના કરતાં આ ચણા દૂધ અને મીઠાઇના ટિફિનના કરતાં સો દરજ્જે સારા. અને સ્વાદિષ્ટ હતા.

## ચોક્કસ ગુન્હો કે, ન્યાયની નિરાશા.

અમારી તરફના સરકારી વકીલો સાક્ષીઓને સવાલો પૂછ્યા કરતા હતા, અને કદિ સાક્ષીઓની મૂર્ખતાપર પણ બાગે સર્વ હસી પડતા હતા. મહીના પછી પંદર દિવસના માટે કોર્ટમાં રજાઓ દેવામાં આવી અને ચાર પાંચ જણને છોડી બાકીના ગુન્હેગારોપર ચોક્કસ ગુન્હો નક્કી કરી મ્હારી વિરૂદ્ધ ચોક્કસ ગુન્હા વિગેરેનું રજાઓના

પછી નક્કી કરવામાં આવ્યું. પાછા આવ્યા પછી અમારા તરફના સાક્ષીઓ લેવામા આવ્યા એક ઘટના ઉલ્લેખનીય છે, કે એક માણસ સરકારી જેલમાં ઓળખાણ કરી રહ્યો હતો, સરકારી વકીલે તેમાં હસ્તક્ષેપ કર્યો. એ અમારામાંથી ભાઇ જ્વાળાસિંહે જોરથી કહ્યું, "ત્હમારૂં શું કામ છે, ત્હમે કેમ વચ્ચે ડખલ કરો છો ?"

કોર્ટે તેને અપમાન ગણ્યું અને સ્હાંજે લઇ જઈ ભાઇ જ્વાળાપ્રસાદને જેલનો દંડ ત્રીશ સોટીઓ મારવામાં આવી. રાત્રે એ બાબતની ખબર પડી, બીજે દિવસે અમે સર્વે એ વકીલોને બધ કરી દીધા કે તે કેસમાં કશો ભાગ ન લે, ન્યાયની કોઇને આશા ન્હોતી. હવે કેટલાક પ્રકરણોમાં મ્હારી પ્રારંભિક જીવનના ઘટનાઓ લખવા પછી હું પાછો આ સિલ સિલાને શરૂ કરીશ. પ્રારંભિક વાતો તમામ મામલાને સાફ કરવામા સહાયતા દેશે.

---

# ૫ મ્હારા વિચાર.

---

## હોંશ આવતાંજ આર્ય સમાજમાં.

પ્રાચિન સમયમાં આ દેશમાં આઠ વર્ષની અવસ્થામાં યજ્ઞોપવિત પહેરાવામાં આવતું હતું અને એવા વિચારથી કે બાલકે આ સમયથી યાદશક્તિ મેળવી લીધી હ્ોય એ

એ તેનો બીજો જન્મ હોય છે. મ્હને તો મ્હારી અવસ્થામાં ચૌદમે વર્ષે શુદ્ધિ આવી જણાય છે. જ્યારે હું ચકવાલ સ્કૂલની અંદર બીજી મિડલમાં ભણતો હતો. એથી કેટલાક સમય પહેલાં મ્હને મોહરના તાપની બિમારી થઇ અને એ એકજ બિમારી મ્હારા સમગ્ર જીવનમાં યાદ છે. કેટલાક મહિના સુધી હું અશક્ત રહ્યો, એ સમયે મ્હારી માતાનો પ્રસુત અવસ્થામાં દેહાન્ત થઈ ગયો. મ્હારે લાચાર થઇ તેના મૃત્યુના પાછળ ક્રિયાકર્મ કરવાં પડયાં, જેથી મ્હારૂં દુર્બલ હૃદય અત્યંત વ્યાકુળ થઈ ઉઠયું. સાજા થયા પછી મ્હે આર્ય સમાજના વિચારો સાંભળ્યા અને મ્હને ઠીક જણાયા. મ્હારા હૃદયપર એટલો અમિટપ્રભાવ પડયો કે જ્યારે બીજા વિદ્યાર્થીઓ પોતાના પુસ્તકો વાંચ્યા કરતા અને પરિક્ષાઓની તૈયારી કરતા હતા ત્યારે હું સત્યાર્થ-પ્રકાશ અને પંડિત લેખરામ રચિત પુસ્તકો વાંચ્યા કરતો હતો. મ્હે લાલાહંસરાજજીને પત્ર લખ્યો કે તે અહીં ઉપદેશક મોકલે, આગલે વર્ષે ત્યાં સમાજ સ્થાપિત થઇ. મ્હારી શ્રેણીના લગભગ તમામ વિદ્યાર્થી અને બીજી પણ કેટલીક બોર્ડિંગ હાઉસોના મુસલમાન બોર્ડરો પણ સમાજમાં જતા અને ફંડ આપતા હતા.

## મ્હારા અભ્યાસનો વિષય આર્ય સમાજ થઇ ગયો.

અભ્યાસમાં હેડ માસ્તર મ્હને સૌથી સરસ સમજતા પરન્તુ સમાજે મ્હારા હૃદયની અવસ્થા બદલી નાંખી

અને આર્ય સમાજજ મ્હારા અભ્યાસનો વિષય થઇ પડયો. મિડલની પરિક્ષા પછી હું લાહોર ડી એ. વી. સ્કૂલમાં દાખલ થયો. એ સમયે કોલેજની સાથે એક ઉપદેશક કલાસ અષ્ટાધ્યાયી અને વેદ શીખવવાને માટે ખોલવામાં આવી. હું સ્કૂલમાં ભણતો રહું એ મ્હને ઠીક ન જણાયું, અને મ્હારા સ્નેહિઓની સંમતિ વિના હું તેમાં દાખલ થઇ ગયો. મ્હારૂં પ્રારબ્ધ એવું સારૂં ન હતું, એજ વર્ષે સમાજમાં ફૂટનું બી વાવવામાં આવ્યું. અને તે કલાસ કોલેજથી જુદો પાડવામાં આવ્યો, અને કેટલોક સમય ચાલીને બંધ થઇ ગયો. હું ન આમનો રહ્યો ન તેમનો. અસ્તુઃ એન્ટ્રેસમાં એક બે માસ બાકી હતા. મ્હેં પરીક્ષા આપી દીધી અને પાસ થઇ ગયો.

## જીવન અને કોલેજનો મેળાપ.

આગલા વર્ષે મ્હારો વિચાર થયો કે મેડિકલ કાલેજમાં દાખલ થઇ મિશનરી રૂપમાં સમાજની સેવા કરૂં. એ વર્ષે આર્યસમાજના બે પક્ષ પડી ગયા, લાલા હંસરાજને કામ કરવા વાળાની ઘણી આવશ્યકતા હતી. દયાનંદ કોલેજને ધ્વજય હતો. હું એ વર્ષ સુધી આમતેમ ફરીને અથવા બીજા પ્રકારથી સ્કૂલોમા જઇ કોલેજના પક્ષમાં વાતચિત કરતો રહ્યો. એફ. એ. ની પરિક્ષા પાસ કર્યા પછી એક વર્ષ જોધપુરમાં રહીને ત્યાં રાજપૂતસ્કૂલ સ્થાપન કરી પરન્તુ ત્યાં રાજ્યના દમન વિગેરેથી દુઃખી થઇ તે છોડવું પડ્યું. એટલામા બી. એ. ની પરિક્ષા પાસે

અને તેમાં દાખલ થઇ ગયો બી, એ, પાસ થયા પછી લગ્નનો પ્રશ્ન ઉપસ્થિત થયો કેટલોક સમય વિચાર કર્યા પછી હું એ નિશ્ચયપર આવ્યો કે એક નવયુવકના માટે કુંવારા રહીને કામ કરવામાં પડવાનો બહુ ભય રહે છે એ કારણે લગ્ન કરી લીધા ત્યારબાદ એબટાબાદ એંગ્લો સંસ્કૃત સ્કૂલમાં હેડ માસ્તર તરીકે બે વર્ષ વ્યતિત કર્યા ત્યાંથી એમ એ થવાની ઇચ્છા થઇ અને કલકત્તામાં એક વર્ષ અભ્યાસ કર્યો પરંતુ માત્ર પંજાબની એમ એ ગા ૧૯૦૨ માં સફળતા થઇ, ત્યારબાદ દયાનંદ કૉલેજ લાહોરમાં પ્રોફેસર તરીકે દાખલ થયો

## આફ્રિકા પ્રસ્થાન

હજુ ત્રણ વર્ષ કામ કરતા વિત્યાં ન્હોતા, ત્યાં આફ્રિકા નિવાસી ભારતવાસીઓનો એક પત્ર પ્રચારકના મોકલવાને માટે આવ્યો એ ત્રણ વર્ષની અંદર રજાઓના અને બીજા પ્રકારે પંજાબનો કોઇ મ્હોટો જીલ્લો બાકી નહિ રહ્યો હવે કે જ્યાં લેકચરો ન આપ્યા હોય લાલા હંસરાજ બેઠા બેઠા કહેવા લાગ્યા કે કેવળ એકજ પુરૂ। આફ્રિકા જઇ શકશે મેં સ્વીકાર કરી લીધો, એજ સમયે તાર આપવામાં આવ્યો અને હું જવા તૈયાર થઇ ગયો વિદાય થતી વખતે મુંબઇની સભા જમાં ૮ સેક્ટમાં વ્યાખ્યાન આપ્યું સમાજે ઘણા સત્કારથી વિદાય કર્યો, અને હું સ્ટીમર પર સ્વાર થયો ભારત સમુદ્ર મે ગરમીના ઘણો ખરાબ હોય છે પહેલા કેટલાક કલાક હું ગાદીમાં રહ્યો, પછી કેબિનમાં જઇ રૂપ ગયો. જીવ

એટલો ગભરાયો કે, શુદ્ધ બુદ્ધ જતી રહી. અને મ્હને મ્હારૂં ભાન ન રહ્યું.

## આફ્રિકામાં.

૭ દિવસ પછી સ્ટીમર બંદર પર આવી અને હું ઉઠયો. એટલો સમય ભુખ્યો તરસ્યો રહેવાથી ચાલવાની શક્તિ રહી ન હતી. આમ પૃથ્વી દેખાઈ. મ્હે પરમેશ્વરનો ઉપકાર માન્યો સ્ટીમર પરથી ઉતરીને હબશીઓનો એક ટરબો જોયો. તેમાં જઇ પોસ્ટ ઓફિસ તરફ ગયો, ત્યાંના માસ્તર એક મિત્ર નીકળી આવ્યા. તેમણે જમવા વિગેરેની ગોઠવણ કરી આપી. બીજે દિવસે મોમ્બાસા પહોંચ્યો, ત્યાંના આર્ય સમાજી ભાઇઓ સ્ટીમર પર આવી ગયા, મને ઉતારી લીધો. મોમ્બાસામાં સમાજના સંબંધમાં વ્યાખ્યાન આપ્યાં. ત્યાંથી ત્રણસો માઇલની લાંબી રેલ્વે લાઇન નૈરોબી જતી હતી. તે દ્વારા કેટલાક દિવસના માટે નૈરોબી ગયો અને સમાજમાં વ્યાખ્યાનો આપ્યાં.

આગલી સ્ટીમરમાં રવાના થઇ ત્રણ અઠવાડીયાના પછી ડરબન પહોંચ્યો. કેટલાક માસ પર્યંત નાતાલ ટ્રાંસવાલ અને કેપકૉલોનીના પ્રસિદ્ધ સ્થાનોની ચક્કર લગાવી અને લેકચરો આપ્યાં એ લેકચરોમાં ગોરા લોકોની પણ એક સંખ્યા થતી હતી. આપણા ભાઇઓએ ઘણા પ્રેમથી ઠેકાણે ઠેકાણે સ્વાગત કર્યું અને દયાનંદ કોલેજનો બદલો દેવાને માટે માત્ર આઠ હજાર રૂપિયાનું ફંડ એકત્ર કરી મોકલી દીધું. કામ સમાપ્ત કર્યો પછી મ્હારી એવી ઇચ્છા થઇ કે ઇગ્લાંડ થઇ પાછો સ્વદેશ જાઉં.

## મહાત્મા ગાંધીજીનાં દર્શન.

ડરબનના વ્યાખ્યાનોની અંદર મ્હને મહાત્મા ગાંધીજીનાં દર્શન થયાં. મ્હારા એક વ્યાખ્યાનના સમયે ત્હેમણે પ્રમુખનું કામ કર્યું. જોહાન્સબર્ગ (ટ્રાન્સવાલ) નગરમાં ત્હેના મકાન પર લગભગ એક માસ રોકાયો. તેનું સરલ જીવન અને તપનો એ સમય પણ મ્હારા હૃદય પર બહુજ પ્રભાવ પડ્યો હતો. ઇંગ્લાંડમાં શ્યામજીકૃષ્ણવર્મા તથા બે બીજા અંગ્રેજ તેના મિત્રો હતા, જેનીપર તેણે પત્ર લખી દીધા. કેપટાઉનથી સ્ટીમરમાં સ્વાર થઈ ત્રણ અઠવાડીયાની અંદર ઇંગ્લાંડની ભૂમીપર પગ મૂક્યો.

વર્માએ એક " ઇન્ડિયા હાઉસ " ખોલીને નિયમ પૂર્વક પ્રચારનું કામ શરૂ કરી દીધું. સાવરકર અને હરદયાળ આ આ નવા વિચારના મ્હોટા પ્રચારક હતા

## ભારત વર્ષનો સત્ય ઇતિહાસ.

કેટલોક સમય હું ઇન્ડીયા હાઉસમાં રહ્યો. અને તેમા કેટલાક દિવસ ઓક્સફોર્ડ અને કેમ્બ્રિજમા વ્યતિત કર્યા તેનું કારણ એ હતું કે લંડનમાં વર્ષ છ માસ રોકાઇ ભારતના ઇતિહાસનો સ્વાધ્યાય બ્રિટિશમ્યુઝિયમની પ્રસિદ્ધ લાયબ્રેરીમા કર્યું, પ્રારંભિક અને વાસ્તવિક ઘટના વચી મ્હારા મનમા એક વાત સ્ફુરી કે ભારત વર્ષના તમામ ઇતિહાસો એક વિશેષ ઉદ્દેશને સ્હામે રાખીને લખવામા આવ્યા છે. એ બધામા ભારતવાસીઓને તુચ્છ સમજવામા આવ્યા છે તેની અવસ્થા તેની ઉન્નતિ અથવા અવનતિના કારણોને જાણી જોઇને દૃષ્ટિથી ગુમ કરી દેવામાં આવ્યા છે, અને કેવળ વિજય કરનારાળા લોકોના ચરિત્ર અને વિરતા કોટિને ભારત ઇતિહાસનું નામ આપવામાં આવ્યુ છે સ્હવારેમા બ્રિટિશ મ્યુઝિયમમા જતો સ્હાંજે ત્યાથી પાછો ફરતો હતો દોઢ વર્ષના પરિશ્રમ પછી ભારતવર્ષના ઇતિહાસની સામગ્રી એકઠી કરી, અને લંડન યુનિવર્સિટીના સ્હામે એમ એ. ની ડીગ્રી માટે એક નિબંધ ભારતમાં બ્રિટિશ રાજ્યના અભ્યુદયના વિષયોપર લખીને આપ્યો. કિંગ કૉલેજના પ્રોફેસર એને જોઇ ગયા, પછી એ નિબંધને જોવાને માટે યુનિવર્સિટીએ બે એન્ગ્લો ઇન્ડિયન પરિક્ષક નક્કી કરી દીધા તેણે એનો સ્વીકાર ન કર્યો

આ સમયે ઇ. સ. ૧૯૦૮ શરૂ થઇ થઇ હતી. ૧૮૫૭ ના મે માસમાં સત્તાવનના રાજ્ય વિપરર (બળવા)ને પચ્ચાસ વર્ષ થતા આવ્યાં. લંડનમાં કેટલાક સમાચાર પત્રોએ દેશમા ફેલાતા આન્દોલનને જોઇ પ્રલાપ કરવાનો આરંભ કરી દીધો હતો કે જેવો પ્લાસીના યુદ્ધના સો વર્ષ પછી રાજ્ય વિપ્લવ થયો હતો તેવોજ. આ હવે પચ્ચાશ વર્ષ પછી વિપ્લવની કંઇ નહિ ને કંઇ હિલચાલ થશે. બંગાલથી સ્વદેશી અને બોયકોટની હીલચાલ ચાલતી ચાલતી પંજાબમાં પહોચી. ત્યાં જમીન અને નહેરવિના કરના સંબંધમાં ગવર્નમેન્ટે નવો કાયદો બનાવ્યો, જેથી પંજાબના કેટલાક જીલ્લાઓમા અશાન્તિ ફેલાઇ ગઇ. ગવર્નમેન્ટને મે મહીનાની ૧૧ મી તારીખથી ધાસ્તી લાગી રહી હતી. તેણે લાલા લજપતરાય અને સરદાર અજીતસિંહને ચુપકીથી પકડીને બર્મામાં નજરકેદ કરી દીધા. તેનો પ્રભાવ ભારતના લોકોપર પણ પડયો, પણ તેના કરતા ઇગ્લાંડમા અભ્યાસ કરનારા નવયુવકો પર ઘણો ઉંડો પડયો. મ્હારી સાથે લાલા લજપતરાયનો નિકટનો સંબંધ હતો. તે મ્હને કદિકદિ દેશની સ્થિતિની સૂચના આપતા રહેતા હતા. મ્હને ઘણું દુ:ખ થયુ લંડનમાં કટલીક સભાઓ ભરવામાં આવી, જેમા મ્હે પણ વ્યાખ્યાનો આપ્યા.

## ગુપ્ત મંડળીઓ

બંગાળપર વિશેષ પ્રભાવ એ પડયો કે પુરની એજીટેશન (...ાલ)ગવર્નમેન્ટ સહન નથીકરતી, અને જરૂરપડયે વગર

કોઇ કાયદા કાનુન કે કેસ ચલાવ્યા સિવાય દેશનિકાલ કરવા પર તૈયાર થઇ જાય છે. આ અન્યાયનો મુકાબલો કરવાને માટે અમારી પાસે કોઈ શસ્ત્ર હોવું જોઇએ. રશિયાના ક્રાન્તિકારીઓએ બોમ્બનો પ્રયોગ કર્યો હતો, બંગાલે બોમ્બનું શરણુ લીધું અને એક સાહેબ લંડન એટલા માટે પહોંચ્યા કે, બોમ્બ શીખવાની તજવીજ કરવી, ત્યા પણ એ વિચાર-વાળાઓનો એક પક્ષ વિદ્યમાન હતો. તેની પરસ્પરમાં મુલાકાત થઈ અને રશિયન લોકો પાસેથી બોમ્બ બનાવા-વાની વિદ્યા શીખી લેવામાં આવી

આ ગુપ્ત યોજના સાથે મ્હારે કોઇ પ્રકારનો સંબધ ન હતો. પરતુ મ્હને એટલી ખબર તો અવશ્ય હતી કે આ પ્રકારના વિચારો લંડન અને પેરિસમા જોવામા આવે છે. જો કે ઇન્ડીઆ ઓફિસના સભ્યો તરફથી મ્હને ઇસારો કરવામા આવ્યો કે આવા લોકોની સાથે કદિ મ્હારે મળવુંનહિ.

મ્હારા મનમા કદિ એટલો ભય કે કાયરતા ઉત્પન્ન નહોતી થઇ કે હું લંડનમા રહી કોઇ હિંદીને મળવાથી ગભરાઉં તેને મળવાથી જો કે મ્હને ખુશી રીતે તો કશો સંકોચ નહોતો. પરન્તુ તે છતા મ્હારા પોતાના જીવનનો ઉદ્દેશ તો નક્કી હતો, અને તે એ કે, મ્હેં દયાનદ કોલેજમાં કામ કરવાનો સંકલ્પ કર્યો હતો, ઈગ્લાન્ડમાં રહેતો છતા પણ મ્હને કોલેજની તરફથી સહાયતા મળતી હતી, હું પોતાને માટે એ નિર્ભયી હતો કે હું કોઇ એવા હાનિકારક પોલિટિકલ કામમા ભાગ લઉં જેથી કે હું સમાજના કામ કરવાને અયોગ્ય થઇ જાઉં.

માંની કરતાં ઇગ્લાંડમાં જે સ્વતંત્રતા અને સુખથી આપણે રહી શકીએ છીએ તે આપણને બીજા કોઈ ઠેકાણે પ્રાપ્ત નથી થઇ શકતું. હું એમાં આપણે એક દુર્ભાગ્ય સમજું છું કે એક એવી ભદ્ર જાતિના સાથે આપણો પરસ્પરિક સંબંધ આ પ્રકારનો અસ્વાભાવિક છે કે એક બીજાને આપણે સદા ખોટા સમજીએ છીએ અને તેવા સમજતા રહે શું પરન્તુ એ કોઇ ઈગ્રેજનો દોષ નથી. ઇગ્રેજ જાતિ પોતાના પ્રાચિન કાળના ઇતિહાસ અને રૂઢીની એવીજ દાસ છે કે જેવી આપણી. તે પણ ઉઠીને એ સ્થિતિની ઉપર નથી જઇ શકતી ઇગ્રેજ છોકરા છોકરીઓ સર્વથી વધી સભ્યતા અને આચારોને જાણે છે હું એક છોકરીની વાત કદિ નહિ ભૂલું. લંડનમાં પહોંચી બીજા દિવસે હું હવી બહાર જવા લાગ્યો મ્હેં હજુ ઇગ્રેજી ટોપી ખરીદી ન્હોતી. મ્હારા શિરપર સાફો બાંધ્યો હતો. એક દશ વર્ષની છોકરી સ્કૂલે જતી હતી. તે મ્હને જોઈ ખુશી જેવી થઇ ઉભી રહી મ્હારા આગળ જવા પર પોતાના હાથ આગળ કરીને કહેવા લાગી "શું તમે મ્હારી સાથે હાથ મેળવવો પસંદ કરશો?" મ્હેં હસીને કહ્યું "ઘણી ખુશીથી" મ્હારી સાથે હાથ મેળવ્યો અને ઘણી ખુશીથી હસતી હસતી ચાલી ગઈ

ઈગ્લાંડને બહારના લોકો કેટલાએ કારણોથી યાદ કરે છે, મ્હારા હૃદયપર એકજ પ્રભાવ રહ્યો કે ત્યાંનો સોશિયલ (સામાજીક) વ્યવહાર એટલો સભ્ય છે કે ત્યાં મનુષ્ય આધિક સુખથી રહી શકે છે.

## ઇગ્લાંડથી પાછા ફરવું અને કામ.

પાછા ફર્યા પછી મ્હેં પહેલાંનીમાફક સમાજના કામનો આરંભ કરી દીધો. જો કે મ્હારી ઇચ્છા હતી કે દયાનંદ કોલેજ યુનિવર્સિટીથી સ્વતંત્ર થઇ પોતાની શિક્ષણ પ્રણાલીને બદલી નખે. વિશેષત, એજ બાબત કે પોતાના શિક્ષણનું માધ્યમ આપણી પોતાની ભાષા હોવી જોઇએ. એના માટે તો સમયની રાહ જોવી પડતી હતી, એટલા માટે મ્હે એ યત્ન કર્યો કે કોલેજનો આયુર્વેદિક વિભાગ સ્વતંત્ર હોવાને લીધે અધિક ઉન્નતિ કરવાનો અધિકારી છે. ઇ. સ. ૧૯૦૮ રજાઓ બર્માામા ગુજારી, કારણ કે પ્રચારની સાથે આ વિભાગના માટે વિશેષ ફંડ એકત્ર કરૂં. એમાં ઘણુ ભાગે સફળતા થઇ, આશરે આઠ નવ હજાર રૂપિયા ફંડ પ્રાપ્ત થયું, પાછો આવ્યો ત્યાં મ્હારા મકાનમાં એક ચોરી થઇ જેમા મ્હારો સામાન અને તમામ કાગળીયા કે જે ઇતિહાસની સામગ્રીના રૂપમાં એકત્ર કર્યા હતા તે ચોરાઇ ગયા. તેનું મ્હને એટલું બધું દુઃખ થયુ કે પકડાયા અને સજાનું પણ નહોતું થયું. મ્હારી કેવળ મ્હેનતજ વ્યર્થ ચાલી ન્હોતી ગઇ અથવા ન રૂપિયાનું નુકશાન થયું પ્રસ્તુતઃ આવી સામગ્રીનું પાછું હાથ લાગવું અસંભવિત હતું. મનુષ્યનું જીવન વિચિત્ર છે, વિચાર કંઇ થાય છે, બને છે કઇ " ન જાણે જાનકીનાથ પ્રભાતે કિં ભવિષ્યતિ. "

# (૬) તપાસ અને પકડાવું.

---

## બોમ્બની પહેલી દુર્ઘટના.

ઈ. સ. ૧૯૦૮ માંજ કલકત્તામાં બોમ્બ પડવાની પહેલી દુર્ઘટના થઇ. આ પડયંત્રનો સર્વ પત્તો મળી ગયો અને કેટલાએ આદમી પકડાઇ ગયા, આ સમયે બંગાલનું જોસ વધ્યે જતું હતું. બંગાલમાં અનેક પ્રકારની મંડળીઓ બની ચુકી હતી, જેના દ્વારા ક્રાન્તિકારક વિચારોનો પ્રચાર થતો રહ્યો. આ મામલાની મ્હોટી ઘટનાતો ગુંસાઇ આરીદારનું જેલની અંદર પિસ્તોલથી માર્યા જવું હતું, જેના માટે કનૈયાલાલ દત્ત અને સત્યેન્દ્રનાથ બોઝનું નામ યાદ રહેશે. જેણે પ્રાણોને હથેળીપર રાખી તેને ધોળે દિવસે જેલની હોસ્પીતાલમા મારી નાંખ્યો. પંજાબની ગવર્નમેન્ટ વધારે ચમકી ગઇ, અને લાલા હરદયાળ ત્યાંથી હમેશાના માટે ચાલ્યા ગયા અને પેરિસ અથવા લંડનમાં જઈ અડ્ડો જમાવ્યો.

## મદ્રાસની મુસાફરી.

લાહોરમા મ્હને એક મકાનની અંદર રહેતાં વર્ષથી વધારે થઇ ગયું હતું. ઇ. ૧૯૦૯ની કાલેજની રજાઓ આવવાથી મેં તે મકાન છોડી દીધું. મ્હારો વિચાર મદ્રાસમાં પ્રચારને માટે જવાનો હતો અને રજાઓની પછી પણ રોકાવાનો હતો. મ્હે અમદાવાદમાં લેકચરો આપ્યાં. ત્યાંથી અને બેંગલોર થતો શીવમગી નિયમ પૂર્વક મુસાફરીનો

આરંભ કરી દીધો. આઠદશ દિવસ પ્રત્યેક મોટાં ગામોમાં રોકાતો મદ્રાસના સંપૂર્ણ મ્હોટા મ્હોટા જીલ્લાઓમાં ધાર્મિક વ્યાખ્યાન આપતો રહ્યો. મદ્રાસમાં પંદર દિવસથી વધારે રોકાયો અને કેટલાંક લેકચરો આપ્યાં. સમાજ પણ ત્યાં સ્થાપિત કરવામાં આવ્યો, પરન્તુ ત્યાંથી ખુલ્લી રીતે પોલિસ સાથે લાગી ગઇ. મચ્છલીપટ્ટણ રાજમંદરી અને હૈદરાબાદ થઇ પાંચ માસના પછી એટલે નવેમ્બરની પહેલી તારીખની લગભગ લાહોર પહોંચ્યો.

## મ્હારા મકાનની તપાસ.

મ્હારાવાળું મકાન ખાલી હોવાથી સરદાર કિસનસિંહ અને અજીતસિંહે તેને ભાડે રાખી લીધું. અને તેને "ભારતમાતા" નું હેડકવાટર બનાવ્યું. કેટલીક મુદત એ મકાનમાં રહ્યા પછી સરદાર અજીતસિંહને જણાવ્યું કે સરકાર તેના આન્દોલનને પસંદ કરતી નથી. અને પકડી લેશે. તે અને તેના સાથી સૂફી અંબાપ્રસાદ લાહોર છોડીને કરાંચીના રસ્તે ઇરાનની તરફ ભાગી ગયા, તેને ગયાં એક માસથી વધારે થયું હતું. સરદાર કિશનસિંહ એ મકાનમાં રહેવા માગતા ન્હોતા. પોલિસ એ મકાનનું નિરિક્ષણ કરતી હશે.

પાછા ફર્યા પછી મને મકાનની જરૂર પડી સરદાર કિસનસિંહે ખબર દીધી કે તે મકાન છોડી દેવાના છે, તમને જરૂરહોયતો મળશે. મેં મકાનની ચાવી બીજીતારીખે મગાવી લીધી, અને મ્હારો સામાન એ મકાનમાં લઇ જવો શરૂ કરી દીધો. સરદાર કિશનસિંહ બે દિવસના માટે

ચાલ્યા ગયા અને પોતાનો સામાન ત્યાંથી કઢાડયો. ન્હોતો પોલિસ સરદાર અજીતસિંહની ઘાતમાં બેઠી હતી. તેવામાં મને ત્યાં આવતો જતો જોઇ એક વધારે શિકાર ફસાતો જોયો, અને પાચમી નવેમ્બરે હું કાલેજમાં હતો ત્યા મકાનની આસપાસ પોલિસની પાર્ટી બેસી ગઇ, અને મકાન બંધ કરી દીધું. હું કાલેજથી ગયો અને હાલત જોઇ પોલિસ સુપરિન્ટેન્ડેન્ટને મળી. સ્વાભાવિક રીતે પહેલો પ્રયત્ન એ કર્યો કે મકાનનો કબજો કરવો અનુચિત છે. પરન્તુ પોલિસ ઓફિસરોએ બહુજ ચતુરાઇ કરી હતી. તેણે માલિકના મકાનેથી ભાડાચીઠી લઇ મંગાવી લીધી હતી. જે સરદાર અજીતસિંહના નામની હતી. મ્હેં કહ્યું, મ્હે તેની પાસેથી મકાન લીધું છે. હવે પ્રશ્ન એ હતો કે તેનો સામાન અહિંયા હતો કે નહિં. સામાન હતો, એટલા માટે મકાનની તપાસ અવશ્ય થવી જોઇએ.

## તપાસમાં નીકળેલા કાગળો.

એ ત્રણ દિવસની અંદર સરદાર કિશનસિંહ પાછા આવી ગયા. તપાસ થવી શરૂ થઇ. જ્યાંકે મ્હારો સામાન પડયો હતો. મ્હારા સામાનમાં અધિકાંશ વસ્તુઓ લંડનની હતી, જેમાં ત્યાંના આવેલા પત્રો પણ પડયા હતા. એ પત્રોની સાથે કોઈ કાગળના ટુકડા પણ હતા, જેના પર ત્યા કદિ કાઇ વિચાર મારા મનમાં વારંવાર આવતા હતા, હું તેને લખી લેતા હતો. કેટલાક પત્રો કે જે મ્હારી ગેરહાજરીમાં માં આવેલા હતા તે મ્હને પાછા આપ્યા

પછી મળ્યા. એમાં એક લીથો પર છાપેલો રસાલો હતો, જોતાંજ મ્હને શક પડયો કે બંબ બનાવવાના સંબંધમાં હતો. મેં તેને એમજ બેદરકારીથી રાખી દીધો. હું વિચારમાં પડી ગયો કે જ્યારે આના વિષયમાં પુછશે તો હું શું કહીશ. મેં નક્કી કર્યું હતું કે જે ખરેખરૂં છે તેજ બતાવી દઇશ પરન્તુ તપાસ થતાં થતાં મ્હને અજાયબી થઇ કે મ્હારી ડેસ્કમાંથી એવા પત્રો નીકલવા શરૂ થયા કે જે સરદાર અજીતસિંહના નામના ત્હેના મિત્રો તરફથી લખ્યા હતા. ત્હેના હસ્ત લિખિત માંડલાના નિર્વાસનના પત્રો હતા. મ્હેં સ્વાભાવિક તેને મેળવી દેવાનો દોષ પોલિસના શિરપર લગાડી દીધો. જ્યારે કોઈ એવી મેળવીદીધેલી વસ્તુ નીકળતી હતી, ત્યારે કહીદેતો હતો કે હું નથી જાણતો, કે કયાંથી આવી છે. જ્યારે તે રસાલા જેવું નીકળ્યું ત્યારે પણ મેં એમજ કહી દીધું. જોકે હું સમજતો હતો આ ખોટું છે, પરન્તુ જો તે એકલો એજ નીકળ્યો હોતેતો હું કદિ એવું કરવાને તૈયાર થતે નહિ.

એ સિવાય લાલા લજપતરાયના કેટલાકપત્રો મ્હારા નામના હતા, જે કે તેણે ભારતવર્ષથી મ્હને ત્યાં લખ્યા હતા. કાગળના ટુકડા પર જે વિચારો લખ્યા હતા, તે મોટામાં મોટા બે વિષયો પર હતા. એકતો એકે "ભારત વર્ષના ભવિસ્યમાં કોસ્ટીટ્યુશન શું થવું જોઇએ." એમાં મેં લખ્યું હતું કે ગવર્નમેન્ટની રાજ્યધાની દિલ્હી યા સિમલા હોય. રાજાઓના માટે એક અલાયદી "હાઉસ ઓફ

લૉર્ડસ" ની માફક મેમ્બર હોય, જેના પ્રેસિડેન્ટ નેપાળ જેવા રાજ્યના રાજા હોય. બીજો પ્રશ્ન હિન્દુ-મુસલમાનનો હતો. એ સમયમાં આ વર્તમાન એકયતાનો વિચાર ન કરી શકયો. મ્હારો વિચાર હતો કે સિંધ પારનો ઇલાકો અફઘાનીસ્થાન અને સીમા પ્રદેશથી મેળવીને મ્હોટી મુસલમાન સલ્તનત હોવી જોઇએ. ત્યાંથી બધા હિન્દુ આ તરફ ચાલ્યા આવે અને હિન્દુસ્થાનના મુસલમાનો તેની જગ્યાએ એ સલ્તનતમાં ચાલ્યા જાય.

## કૉલેજ અને સમાજવાળાઓની પરિક્ષા.

હું કૉલેજથી એ દિવસે અંતિમ વિદાય લઇ ઘેર ચાલ્યો ગયો. કૉલેજ પક્ષના આર્યસમાજીઓ પર બીજી વાર વિપત્તિ આવી. પહેલીવાર ઇ. સ. ૧૯૦૭ માં લાલા લજપતરાયના દેશનિકાલ થવાથી તેમાં ખળભળાટ મચી ગયો. એ તેના આત્મિક બળની પરિક્ષા હતી. લાલા લજપતરાયના પોલિટિકલ કામો સાથે તેનો કોઈ સંબંધ ન હતો, એ સમગ્ર સંસાર જાણતો હતો. એને પોતાના મતનો ભય હતો જેથી તે દોડયા ગયા અને તાકાતના પગમા જાઈ પડયા. ગુરૂઓની પરિક્ષા થઇ હતી, પંજાબના ખત્રી એ સમયે આધ્યાત્મિક બળ અધિક રાખતા હતા. એ સમયે આત્મબળે ભયભીત થઇ શારીરિક બળના આગળ શિર ઝુકાવી દીધું. તે આધ્યાત્મિક શક્તિજ ન રહી. બીજી ઘટના મ્હારા ઇ. સ. ૧૯૧૦ ના કેસમાં થઇ હતી. આ સમયે ગવર્નમેન્ટની તરફથી બીજી ડિમાન્ડ થઇ. "જો

અમારી સાથે નથી, તે હમારી વિરૂદ્ધ છે." સમાજે એ ખુલાસો કર્યો કે, 'અમે ગવનમેન્ટની સાથે રહીશુ" કેસ શરૂથવાની પહેલાં મ્હને કોલેજનતો અટકાવીદેવામા આવ્યો.

## મ્હારૂં પકડાવું.

એક માસ સુધી હુ ઘરમા રહ્યો. આ વર્ષે કોંગ્રેસ લાહોરમા ભરાવાની હતી જ્યારે કોંગ્રેસ થઇ ચુકી, ત્યારે મ્હને ગામમાં ખબર પડી કે કોઇ માણસ મ્હારી બાબત પુછપરછ કરવાને અહીંયા આવ્યો હતો. હું લાહોર ચાલ્યો આવ્યો. લાહોર સ્ટેશન પર પહોચતા મ્હે જોયુ કે પોલિસની પાર્ટી ત્યાં ઉભી હતી હુ બહાર નીકળી ટાંગાની તરફ જતો હતો એટલાના કોટવાલ રહમતઉલ્લા મ્હારી પાસે આવ્યા અને કહ્યુ કે આપ મ્હારી સાથે ગાડીમા આવી જાઓ, આપ અમારા કબ્જામાં છો. મ્હે કહ્યું બહુ સારૂં, ટાગાનું ભાડું તો બચ્યુ ! હુ તેની સાથે બેસી ગયો, પોલિસ આગળ પાછળ થઇ ગઇ અને અમે દિલ્હી દરવાજાની કોટવાળી પહોંચીગયા રસ્તામા તેમણે મ્હને બતાવ્યું કે મ્હને કલમ ૧૧૦ મુજબ ગિરફતાર કરવામા આવ્યો છે મ્હે અજાયબીથી પૂછ્યુ, તમને મ્હારા આવવાની ખબર કેવી રીતે થઈ ગઇ ? તેણે જણાવ્યું કે તે માણસ ગામથી મ્હારી પાછળ આવ્યો આવ્યો અને ખિયુડેથી તાર દઇ દીધો. કોટવાળીમા જઈ મ્હે સ્નાન કર્યું, જમ્યો, પછી કોર્ટની સમક્ષઆવ્યો લાલા રઘુનાથ સહાય વકીલને મ્હે સૂચનાદીધી તે આવી ગયા અને જામીનગીરીની દરખાસ્ત આપી પંદર

હજાર રૂપિયાના પાંચ આદમીયોની જામીનગીરી માગવામાં આવી. જામીનગીરીનો બંદોબસ્ત થઇ ગયો, મ્હને રજા થઇ ગઇ મોરી દરવાજે એક હોટલમાં સાત આઠ રૂપિયા મહિનો દઇ મ્હે એક ઓરડીમાં રહેવું શરૂ કર્યું.

## ત્રણ વર્ષના માટે જામીનગીરી.

ત્રણ માસકરતા વધારે સમય કેસમાં વ્યતિત થઇગયો. એક ખાસ મેજીસ્ટ્રેટ સરકારી કેસને માટે થયો હતો. ગવર્નમેન્ટનો વિચાર હતો કે હું શરૂઆતથી જ ગવર્નમેન્ટની વિરૂદ્ધ હતો, અને નતો કેવળ બર્મા અને મદ્રાસમાં પણ આફ્રિકામાં એ ગવર્નમેન્ટની વિરૂધજ કામ કરતો હતો. એટલા માટે જરૂર લાગી કે એ સર્વ ઠેકાણેથી એવા માણસોની લેખીત જબાનીઓ મંગાવવી કે જેને હું મળ્યો હતો અને જેણે મ્હારાં વ્યાખ્યાનો સાંભળ્યા હતા. લાલા રઘુનાથ સહાયે ઘણા પરિશ્રમથી કામ કર્યું ત્યારબાદ લાલા દુર્ગાદાસજી તેની મદદના માટે આવ્યા. ત્રણ સાલના માટે શાન્તિ રક્ષણની જામીનગીરી આપું એવું નક્કીથયું, અથવા જો તેમ ન કરૂં તો સખ્ત કેદ ભોગવું. મ્હારો પોતાનો મત એવો હતો કે પ્રત્યેક પબ્લીક કામ કરવાવાળાને માટે જેલમાં જવું કેવળ જરૂરીજ નથી પણ તેની સાથે સમય આવતા ડરવુંએ નહિ. આથી મ્હારો મત એવો હતો કે હું જામીનગીરી આપવા નથી માગતો. એકતો મેજીસ્ટ્રેટે આગ્રહ કર્યો અને બીજુ કેટલાક સહૃદય મિત્રોને ઉચિત લાગ્યુ અને મ્હારે પોતાનો વિચાર છોડી દેવો પડ્યો. જો

હું એ સમયે જેલમાં ચાલ્યો ગયો હતે તો કદાચિત બીજી વાર જવાથી બચી જતે. આદમી સ્થિતિનું પૂતળું છે, સમજે છે કે કરવાવાળો હું છું એ એક વિચિત્ર ભ્રમજાળ છે, સર્વ સમય કરાવે છે, અને તે સ્વયં કરતો હોય તેમ પ્રતિત થાય છે. કહ્યું છે કેઃ—

માણસ જાણે મ્હેં કર્યું, કરતલ બીજો કોઇ;
નરનાથી શું નીપજે, ધણીનું ધાર્યું હોય.

## કેસના પછી ચાર માસ ગામમાં.

કેસ ચાલી રહ્યા પછી મ્હારે ચાર માસ સુધી ગામડામાં રહેવાનો સંયોગ થયો. આશરે વીશ વર્ષના જીવન પછી આ પહેલોજ અવસર હતો કે હું આટલો સમય કાયમ ગામડામાં રહ્યો. ત્યાં હું કંઇ કામ કરતો ન્હોતો, અને ગામડાના લોકોનો સમાજ હતો. તે ઠેકાણે તેમાં પરસ્પર ભેદભાવ અને સમાનતાના વિચારોપર ચર્ચા ચાલતી હતી. પહેલવહેલાં તો હું તેની કેટલીક વાતો સમજતો રહ્યો, પરન્તુ ધીમે ધીમે દિવસ રાત્રિ તેની હકિકતો સાંભળતા મ્હારા હૃદયપર ઉંડી અસર થઇ ગઇ, અને મ્હે એક પક્ષની સહાયતા કરવાની શરૂઆત કરી દીધી, જેને હું સાચો સમજતો હતો. કેટલેક સમય એવું થતું રહ્યું. એક દિવસ બીજા પક્ષવાળાના એક મનુષ્યે મ્હને આવી કહ્યું કે અમે તો આપને દેશ હિતેષિ અને ધર્માત્મા સમજતા હતા, આપ આવા ઝઘડામાં ઘણોજ રસભર્યો લાગ લેવા લાગ્યા છો. તેની એ રિમાર્કે મ્હને મ્હારા પોતાના

પુરાણા જીવનપર દૃષ્ટિ નાંખવાનું ધ્યાન દેવડાવ્યું. એથી મ્હને એ સિદ્ધાંતનું તત્વ જણાયું કે મનુષ્ય સ્વયં કાંઇ મ્હોટા નથી, મ્હોટા અને ન્હાના બનાવો તેને મ્હોટા અને ન્હાનો બનાવી દે છે, જે જ્યાં રહે છે, ત્યાં તેવોજ બની રહે છે.

## તવારિખ હિન્દનો મામલો.

હું એક વાત લખવી ભૂલી ગયો. મ્હારી ચોરીના પછી લાંબો ટાઇમનો મ્હને મ્હારી તવારીખી મસાલા ( ઐતિહાસિક સામગ્રી ) ના ગુમ થઇ જવાનો શોક રહ્યો. આખરે મ્હારા મિત્રોએ મ્હને સલાહ દીધી કે જે કંઇ મ્હને યાદ હતું, તેના આધારે અને પુસ્તકોની સહાયતાથી ઉર્દૂ ભાષામાં એક વખત લખી દેવું ઉચિત છે. મ્હે લખવાનો આરંભ કર્યો, અને કેટલી ન્હાની ન્હાની નકશો એ વિષયપર લખી. એમાંથી કેટલીક મ્હેં સંશોધનના માટે એક મિત્રને દઇ દીધી અને બે ત્રણ મ્હારી પાસે લખેલી પડી હતી જ્યારે એ તપાસ થઇ, ત્યારે પોલિસ એ નકશોને પણ લઇ ગઇ. આ વાતને સમાપ્ત કરી દેવાને માટે એટલું બીજું પણ જણાવી દેવું આવશ્યક છે કે અમેરિકાથી પાછા આવતાં કેટલોક સમય હું લંડનમાં રોકાયો. ત્યાંથી કેટલીક વસ્તુઓ ખરીદી હતી. અવકાશ સમયે મ્હેં મ્હારો બાકી ઉલ્લેખનિય વિષયને લખી નાંખ્યો. પાછા આવ્યા પછી લાહોર પોલિસ મ્હારી પાસેથી બે નકશો લઇ ગયા. તે એટલા માટે કે તેને એક કમનાર ગોકરી પુરનતાકારમાં જણાવી રે. ઇઇ પુરનો કાનન

(સહીયા) લખે છે; એથી લખવા અને છપાવામાં ઘણોજ સમય લાગી ગયો. એટલામાં યુદ્ધ સળગી ઉઠ્યું. સરકારે એ કેસ કરવા ધાર્યો કે યુદ્ધમાં ષડયંત્ર રચવાના માટેજ છાપવામાં આવી છે. આ વાત સર્વદા નિર્મૂળ છે, એમાં સરકારની વિરૂદ્ધ કશી વાત જોવામાં આવતી ન્હોતી. મ્હારો ઉદ્દેશ્ય લોકોના જીવનનો ઇતિહાસ લખવાનો હતો એટલા માટે શાસકોની બાબતજ ઘણી થોડી લખવામાં આવી છે. અને લોકોના વિષયની બાબતોનું અધિક વર્ણન કરવામાં આવ્યું છે.

---

# ૭—માર્ટીનીકની કોટડી.

---

## અમેરિકાની સફર.

ગામમાં રહેતાં રહેતાં મ્હારૂં મન મુંઝાતું ગયું. હવે આર્યસમાજનું અથવા બીજું પબ્લિક કામ મ્હારા માટે કઠિન થઇ ગયું હતું. એ સમયે ન કેવળ ગવર્નમેન્ટની તરફથી શક હતો પ્રત્યુત લોકોજ એટલાં ભયભીત હતાં જેથી હળવું મળવું પસંદ કરતાં ન્હોતાં. સ્વદેશીનું એ દિવસોમાં પણ જોર હતું. મ્હેં વિચાર કર્યો કે ઇન્ડસ્ટ્રિયલ લાઇનમાં જઇને મ્હને પોતાને ઉપયોગી બનાવું. અને ઇન્ડસ્ટ્રીઓમાંથી મ્હેં ફ્રામર્સીને ( પશ્ચિમ પદ્ધતિથી ઔષધીઓ બનાવવી ) ચુંટી, એ ઇન્ડસ્ટ્રી કેવળ અમેરિકામાં સારી રીતે

શીખવવામાં આવતી હતી, એટલે મ્હેં અમેરિકા જવાનો વિચાર કર્યો. મુંબાઇથી ફ્રાન્સ કંપનીની સ્ટીમરપર ત્રીજા વર્ગમાં હું રવાના થઇ માર્સેલ અને ત્યાંથી પેરિસ પહોંચ્યો. ફ્રાન્સથી અમેરિકા જવાનો વિચાર હતો, ત્યાં મને ખબર મળી. કે આલા હરદયાળ પોલિટિકલ કામોથી નિરાશ થઇ ગયા હતા અને કેટલોક સમય અલજીરિયા (આફ્રિકા)માં જઇ રહ્યા છે, તે એટલા માટે કે ત્યાં જઇ ગરિબોના જેવું જીવન ગાળીને પોતાનું જીવન તપમાં ગુજારે. ત્યાં તેને મુસલમાની સમાજ ઘણોજ ભયાનક પ્રતીત થયો, પાછા પેરિસ આવ્યા અને વળી, એજ લક્ષ્યને સ્હામે રાખીને પશ્ચિમી ધાટના ફ્રેન્સટાપુ માર્ટીનીકમાં જઇ રહ્યા.

હું મ્હારા પોતાના વિચારોનુસાર સારી સ્ટીમર એમ· સ્ટર્ડમના બીજા વર્ગમાં ન્યુયોર્ક રવાના થયો. અમેરિકા અને યુરોપની મધ્યમાં ચાલનારી સ્ટીમરોમાં ટાપટીપ હોય છે અને તેમાં દરેક પ્રકારના સુખસામગ્રી મળ્યા કરે છે. બીજા વર્ગમાં આશરે સો મુસાફરો હતા. જમવાના રૂમમાં બસ્સો ત્રણસો ખુર્શી અને ટેબલો મુકાતાં હતાં. જમવાની પહેલાં હાલમાં નિયમપૂર્વક બેન્ડ (વાજું) વગાડવામાં આવતું હતું. તરેહ તરેહના ખેલોના સામાન મોજુદ હતા. એક એક વર્ગનાં આશરે હજારો મુસાફરો બીજે-દિવસેજ એક બીજાથી પરિચિત થઇ ગયાં. અને ખેલોના માટે તો ગોઠવણો શરૂ કરી દેવામાં આવી. ઘણાંખરાં સ્ત્રી અને બાળકો જર્મન, આયરીશ અને ઇંગ્લીશ

ફ્રેન્ચ હતા જે કે, ઇંગ્રેજી બોલવું જાણતાં ન્હોતાં એટલા માટે એ બધાને ઇંગ્રેજી બોલી શીખવાની હોશ હતી અને સ્ટીમરમાજ ઇંગ્રેજી શબ્દો શીખવા અને બોલવાનો પ્રયત્ન કરવા લાગ્યા હતા. ઘણાખરા શ્રીમત લોકો અમેરિકા યુરોપ વચ્ચેની મુસાફરી આમોદ પ્રમોદ (મોજસોખ) અને તંદુરસ્તીના માટે કરતા હતા, એજ કારણ છે કે તેને યથાશક્તિ મનોરંજક બનાવવાનો યત્ન કરવામા આવે છે.

## ન્યૂયોર્કમાં.

સાતમે દિવસે સ્હાંજે સ્ટીમર ન્યુયોર્ક પહોંચી, ત્યા ભાડુતી ગાડીઓ હાકવાવાળા ઘણી તરેહના હોય છે. હું પાસેનીજ કોઇ હોટલમા રાત્રિ કહાડવા માગતો હતો તે મ્હને કેટલાક માઇલ દૂર એક હોટલમા લઇ ગયો, એથી ભાડા વિગેરેનો ખર્ચ બહુ આપવો પડયો. એક નવો મુસાફર ટંટા ફિસાદથી ગભરાય છે. અને તે દૂષ્ટો નવા આદમીને ઓળખી લે છે. હુ અકટોમ્બરમા મ્હોઠો પહોચ્યો હતો. ત્યાથી સીધો ફિલાડેલ્ફિયા ગયો સાનો અભ્યાસ બે મહિના થયા શરૂ થઇ ચૂકયો હતો હુ પાછો ન્યુયોર્ક આવ્યો, ત્યાથી ફાર્મસી કોલેજમા દાખલ થવાની મહેનત કરી ત્યાં પણ વખતવીતી ગયો હતો, કોલબો યુનિવર્સિટીના ચર્ચના પાદરી મને મળ્યા તેણે મ્હને ખાણાપર બોલાવ્યો તેની સ્ત્રીએ પણ ડીગ્રી પ્રાપ્ત કરી હતી. તેણે ફાર્મસીના દુકાનદારો ને લખી મ્હને વર્ષભર કામ અપાવવાની મહેનત કરી તેની સહાયતાનુ પ્રયોજન ધાર્મિક જણાતું હતું.

મ્હારા હૃદયે એ સ્વીકાર ન કર્યો કે આ સહાયતાના બદલા-માં હું ત્હેનો ઋણી રહું. અમેરીકનોનું વર્તન ન્યુયોર્કમાં કેટલાક દિવસ રહેવાથી અનુભવ થયો કે સામાજીક વર્તનને જોવામાં આવે તો, " રંગવાળા " લોકોને માટે અમેરિકા કોઇ મનોહર સ્થાન નથી. મકાન શોધવામા ઘણું દુઃખ પડ્યું. જો કે મ્હારો રંગ કાળો ન હતો. છતાં પણ શિકલ જોતાની સાથેજ ઘરની માલકિણ ગભરાઇ જતી હતી જો કે બહાર પાટીયું લાગેલું હતું કે મકાનમા રહેવાના ઓરડા ખાલી છે પણ તે ન દેવાનાં બ્હાનાં શોધતી જણાતી હતી. જે ઘર ઇગ્લાંડના કોઇ ગામ અથવા શહેરમાં કેટલીક મિનીટ તપાસ કરવાથી મળી શકતું હતું તે અમેરિકામાં મેળવવા માટે દિવસ આખો પણ બસ નથી. હોટલોમાં ખાવાના " રેસ્ટોરેન્ટ " માં પણ રંગની વિરૂદ્ધ ઘૃણા સાફ઼ ઝળકી રહે છે. ઇગ્લાંડનો સમાજ હૃદયમા જે ભાવ રાખે છે, અને એવું બનીશકે છે, પરન્તુ ઇગ્લાંડની સુશીલતા તેને એ પ્રકટ નથી કરવા દેતી

ચાલુ રાખનારા પોતાની અંદર કેરેક્ટર અને ત્યાગનો ભાવ રાખનારા હોતે તો ! પરન્તુ હવે તેની વિપરિત એ દશા છે કે હું વેદાંત સોસાયટીના મકાને ગયો, ત્યાં મને ખબર મળી કે સ્વામી લોકો ભારતીઓને મળવું પસંદ નથી કરતા.

## બ્રિટીશ ગાયનાની સ્હેલ.

મ્હારો વિચાર થયો કે, હું આ ગુમાવેલા વર્ષને બ્રિટિશ ગાયના વિગેરે પ્રાન્તોમાં જઇ ગાળું. આફ્રિકામાં મ્હને ખબર મળી હતી કે ભારતિય કુલીઓની એક મ્હોટી સંખ્યા દક્ષિણ અમેરિકાની તરફ પણ લઈ જવામાં આવે છે. ન્યુયોર્કથી મ્હે બ્રિટિશ ગાયનાની ટિકીટ લીધી. અને સ્ટીમરને રસ્તે એ તરફ રવાના થયો. એ સ્ટીમર જન્જયર ગરણુલ હિન્દની સાથે રોકાતું રોકાતું નીચે જતું હતું. એ દીપ હું રસ્તામાં જોતો ગયો. એમાં ઘણે ભાગે હબશી ગુલામોના વંશજોની વસ્તી હતી, જે કે આફ્રિકાથી પશુઓના સમાન ભરીને અહીં વ્યાપારના માટે લાવવામાં આવ્યા હતા. આ દ્વિપોની વાસ્તવિક જાતિ જેને "રેડ ઇન્ડિયન" કહેવામાં આવે છે, ઘણેભાગે નષ્ટ થઇ ચૂકી છે. અથવા જે ઠેકાણે પોર્ટુગીઝ અને સ્પેનવાળાઓનો અધિકાર હતો. ગોરા અને કાળા આબાદીના મેળથી દ્વિભાંતિ જાતિ ઉત્પન્ન થઇ ગઇ હતી. જેને "ક્રીરોલ" અથવા મલાર કહેવામાં આવે છે.

## લાલા હરદયાળ સાથે મુલાકાત.

છઠ્ઠે દિવસે સ્ટીમર માર્ટીનીક દ્વીપના શહેર "પોર્ટ ધી ફ્રેન્ચ" પર પહોંચી. તે ઠેકાણે સ્ટીમર એક દિવસ રોકાણી.

એથી તો એ કેટલું એ સારૂં હતું કે તે અમેરિકામાં જઇ પૂરાણી આર્ય સભ્યતાને ફેલાવે. સ્વામી વિવેકાનંદના કાર્યનો અત્યુત્તમ પ્રભાવ થયો હતો તે આ સમયે દિનપ્રતિદિન ક્ષિણ થઇ રહ્યો હતો. ઘણાજ દિવસો પછી વાદવિવાદના અંતે તે સમત્ત થઇ ગયા કે હાર્વંડ યુનિવર્સિટીમાં જઇ એક બે વર્ષ રહી તેને એ નવા કામનું કેન્દ્ર બનાવીશ. એ વેદાન્ત વિગેરે સિધ્ધાંતો માનવાને તૈયાર ન્હોતા. મ્હેં કહ્યું, વેદાંત નહિ તો સાંખ્ય તો ખરૂ, પણ ગમે તેવી રીતે આર્ય શીલ-સુશીનું ગૌરવ તો લોકોના હૃદયમા બેસારો અને પ્રાચીન આર્ય બ્રાહ્મણ સન્યાસીના ત્યાગ અને બલિનદાનનું ઉદાહરણ બતાવવું તોજ ઉપયોગી થશે.

હું તો આગલી સ્ટીમરમાં બ્રિટિશ ગાયના રવાના થયો અને તે કેટલાક સમય પછી હાર્વંડ જઈ પહોંચ્યા. હાર્વંડમાં કેટલોક સમય રોકાયા ત્યા ઠંડી વધારે હતી. અને ત્હેની પ્રકૃતિ ગરમ હવા પાણીમાં રહેવાને બંધાઇ ગઇ હતી. સરદાર તેજાસિંહ કે જે પહેલાં કેલીફોર્નિયામાં રહી આવ્યા હતા અને ત્યાં ડિગ્રી મેળવવાને માટે રોકાયા હતા, તેમણે એમને બતાવ્યું કે કેલિફોર્નિયા તેની પ્રકૃતિને અનુકૂળ થશે ત્યાં કેટલોક સમય રોકાઇ પાછા જૂના વિચારો તેના હૃદયમાં જાગૃત થઇ ઉઠયા, અને તે એજ ઉદેશ્યને સ્હામે રાખી "હોનોટાલો" દ્વીપમાં ચાલ્યા ગયા અને તપ કરવાનો આરંભ કર્યો. અને મ્હને પત્ર લખી પોતાના પરિવ- સૂચના બ્રિટિશ ગાયનામાં દીધી. એક દિવસ છોડી

જઇ મ્હારી બેગ રાખી દીધી. એક લાંબા વાળ વાળો ભારતીય પૂજારી આવ્યો, અને મ્હને પૂછ્યું કે, ક્યાંથી આવ્યા છો ? કોણ છો ? મ્હેં જણાવ્યું, બ્રાહ્મણ છું, દેશથી આવ્યો છું. તેણે કહ્યું શું કુલિયોમાં ભર્તી થઇ આવ્યા છો ? શું નવી સ્ટીમર આવી ગઇ છે ?

મ્હેં જણાવ્યું, નહિ, હું એમજ આવ્યો છું.

તેણે કહ્યું, એવો તો આજ સુધી દેશથી કોઇ આદમી આ તરફ આવ્યો નથી. તેની ઇચ્છા ન્હોતી કે હું અહીં રહું. તેમ છતાં હું જતે, પણ ક્યાં જતે, રાનેતો બુચ્ચોજ સૂઇ રહ્યો. સ્હવારે ઇંગ્રેજી ટોપી અને પાટલૂન ઉતારી ધોતીયું અને પાઘડી પહેરી લીધી. એક બે ગરીબ જેવા આદમી આવ્યા અને મ્હારી સાથે વાતો કરવા લાગ્યા. એમાંનો એક કંઇક સમજદાર હતો, મુંબઇનું વેંકટેશ્વર સમાચાર વાંચ્યા કરતો હતો. તેણે જમવાને ટાઇમે મ્હને થોડાક ચોખા લાવી દીધા, તે મ્હેં પ્રસન્ન થઇ ખાધા. ચાર પાંચ દિવસ સુધી હું એજ ઠેકાણે સાહડીપર સૂઇ જતો હતો અને દાળભાત ખાઇ લેતો હતો. તે લોકો આખો દિવસ મજૂરી કરીને સ્હાંજે પાછા આવતા હતા. અને મ્હારી સાથે વાતચિત કરતા હતા. આ સ્વતંત્ર કુલીઓનો વોર્ડ હતો. મ્હેં તેને પૂછ્યું કે શું કોઇ ભણેલ ગણેલ અથવા પ્રતિષ્ઠિત ભારત-વાસી પણ અહીં છે ? તેઓએ કહ્યું–"હા છે, ડોક્ટર છે, મ્હોટા પાદરી છે, વ્યાપારી પણ છે, પરન્તુ ઘણું કરીને ઇસાઇ છે." મ્હેં કહ્યું–કોઇ હિન્દુ પણ છે ? ઉત્તર મળ્યો

હા, એક હિન્દુની સારી દૂકાન છે. હું તેને મળવા ગયો અને તેને મ્હે કહ્યું કે હું અહિંયા લેકચર આપવા માગું છું. ત્હમે કંઇક બંદોબસ્ત કરો. તેણે કહ્યું, હું કેવી રીતે માનું કે ત્હમે લેકચર દઇ શકો છો. ઇંગ્રેજીમાં વાતચિતતો તે પણ કરી શકતો હતો પણ કોઇ ભારતિયને લેકચર દેતાં ત્હેણે કદિપણ જોયો ન્હોતો. તેનો જન્મ અહીંજ થયો હતો, અને મ્હારા કાળાપાણીના સમયમા તે ભારતમા આવ્યો અને મ્હારાં ઘેરવાળાંને મળી ગયો હતો મ્હને સાથે લઇ ઇસાઇઓની પાસે આવ્યો, હતો અને તેને મ્હારો ઉદ્દેશ્ય જણાવ્યો. તેમાં એક ડૉકટર પણ હતો જે કે લંડનમાં રહી આવ્યો હતો તે ઘણો ખુશી થયો અને લેકચર અપાવવા તૈયાર થઇ ગયો.

## બ્રિટિશ ગાયનામાં મ્હારાં લેકચરો.

તેઓએ આશરે ૨૦ ડૉલર ખરચીને એક રાત્રિના માટે "ટાઉનહોલ" ભાડે લીધો, અને વર્તમાનપત્રોમાં જાહેર ખબર આપી કે દેશમાંથી એક પંડિત આવ્યા છે, તેનું લેક્ચર થશે દૂરદૂરના ગામોમાંથી ભારતિય લોકો હજારોની સંખ્યામાં એકત્ર થઇ ગયાં તેમાં ગોરા પણ ઘણા હતા. લેકચરના પછી એ થયું કે તે મ્હને પોતાના મકાન પર લઇ ગયો. અને આખા જીલ્લામાં જઈ મ્હે લેક્ચરો દીધા. ઈસાઇઓ ની અંદર મોટો ખળભળાટ મચી ગયો. મ્હે ખાસ વાતની નોટ એ કરી કે, આફ્રિકામાં ભલે પોલિટિકલ ફરિયાદો હતી

પરન્તુ સ્વતંત્ર વ્યાપારી હિન્દુ મુસલમાનો ત્યાં પહોંચતા રહ્યા, એથી લોકો ઘણે ભાગે પોતાના ધર્મ પર ખડા હતા. બ્રિટિશ ગાયનામાં પોલિટિકલ ફરિયાદો થોડી હતી, પરન્તુ ભણેલ ગણેલ લોકો બધાએ ઇસાઇ થઇ ગયા હતા, પ્રારંભિક શિક્ષણ છોકરા અને છોકરીઓને માટે જરૂરી હતું અને શિક્ષણનો ચાર્જ પાદરીઓના હાથમાં હતો અને તમામ સ્કૂલો ગિર્જા (મંદિરો) ની અંદર બેસતી હતી. મ્હેં તે અટકાવવાને માટે એક હિન્દુ સ્કુલ ખોલી આજ તેમ ફરીને હજાર દોઢ હજાર ડોલરના આશરે તેના માટે ફંડ એકઠું કર્યું. એક બ્રાહ્મણે પોતાનું મકાન મફત આપ્યું, તે માણસ કુલીમાં ભર્તી થઇને આવ્યો હતો અને તે ઘણો ધનવાન થઇ ગયો હતો.

લોકો કહેતા હતા કે હું ત્યાંજ રહું. બીજું વર્ષ શરૂ થવાનું હતું. લાલા હરદયાળે મ્હને લખ્યું હતું કે કેલિફોર્નિયા યુનિવર્સીટીમાં ફી લેવામાં આવતી નથી, તથા ભારતીય લોકો પણ અહીં ઘણાં છે. હું અહીંથી ટ્રેમંડાડ ગયો કેટલોક સમય ત્યાં લેકચરો આપ્યાં. આ બન્ને ટાપુઓમાં ભારતીય વસ્તી અસલી માલિક છે. તેની સંખ્યા આશરે લાખ દોઢ લાખ સુધી આવી પહોંચી છે અને ગોરા તથા હબશી એથી અર્ધા હશે. જમેકા અને ડચ ગાયનામાં પણ વીશ વીશ હજારના આશરે ભારતવાસી જોવામા આવે છે, જો તે આપણા ધર્મમા રહે તો આપણા નહિ તો આપણાથી હજારો કોશ દૂર.

# (૮) સાનફ્રાંસિસ્કોથી લાહોર સુધી.

## સાનફ્રાંસિસ્કોમાં.

જે પ્રદેશનું હું ઉપર વર્ણન કરી ગયો છું, ત્યાંના લોકો મ્હને સદાને માટે ત્યાંજ રહેવાનો આગ્રહ કરતા હતા. પરન્તુ હું કેવી રીતે રહી શકું. એથી મ્હેં તેમને કહ્યું કે "મ્હેં તમને રસ્તો બતાવી દીધો છે." આપ પોતેજ ચલાવો. બીજું તેની સાથેજ મ્હેં લંડન પત્ર લખી નાંખ્યો હતો. ત્યાંથી એક હિન્દુ ડોકટર અત્રે આવ્યા હતા. મ્હારી હાજરીમાંજ તેમની પ્રેકટિસ ઘણી સારી ચાલવા લાગી, અને તેમનું આચરણ પણ ઘણુંજ સારૂં રહ્યું. ત્યાંનું તમામ કાર્ય તેમને સોંપી હું અમેરિકા પાછો આવ્યો, અને ન્યુયોર્કથી ફ્રાંસિસ્કો પહોંચ્યો. ચાર રાત્રિની મુસાફરી હતી. ફાર્મસી કોલેજનું ઠેકાણું હું જાણતો હતો. ટ્રામમાં બેસી હું એ તરફ જતો હતો. ટ્રામમાં જગ્યા નહોતી, હું ઉભો હતો. મ્હને જોઇ એક સાહેબ પોતાની જગાએથી ઉઠી ઉભા થયા અને મ્હને બેસવા કહ્યું. પહેલાં તો મેં ના પાડી. પરંતુ તેમના અત્યંત આગ્રહથી હું બેસી ગયો. તે મ્હને પૂછવા લાગ્યા. શું તમે સ્વામી છો ? મ્હેં કહ્યું છું તો ધર્મોપદેશક, પરન્તુ સ્વામી તો નથી. તેમણે મ્હને પોતાનું કાર્ડ અને ઠેકાણું આપ્યું અને કહ્યું કેઃ—" આપ મ્હને અવશ્ય મળજો. " સાનફ્રાંસિસ્કોમાં આ પ્રકારે એક ડોકટરની સાથે મારો પરિચય થયો, જે હિંદુ ફીલસુફીના ઘણા પ્રેમી હતા.

હું કૉલેજમાં દાખલ થઈ ગયો, તેઓએ મને એક મકાન મેળવી આપ્યું. જ્યાં સુખપૂર્વક રહેવાનું સ્થાન મળી ગયું. યુનાઇટેડ સ્ટેટસમાં કેલિફોર્નિયા ઘણોજ સુંદર રિસા છે. ત્યાંનાં હવા પાણી ન ઠંડા કે ન ગરમ. સાનફ્રાંસિસ્કોમાં થર્મામિટર ૭૦ અને ૭૨ ની મધ્યમાં આખું વર્ષ રહે છે. સર્વ પ્રકારનાં ફળ અને અનાજ અહિં નીપજે છે. જમીન ઘણીજ રસાળ છે. આ હવાપાણીમાં બચ્ચાનું પાલન પોષણ ઘણુંજ જલ્દી થાય છે. એક વર્ષની વયમાંજ બાળક ચાલવા લાગે છે અને કેટલાંક તો વાતો પણ કરવા લાગે છે. બીજા દેશો કરતાં આ સ્થાને શારીરિક બળ અને ઉન્નત્તિ અધિક થાય છે.

## સાનફ્રાંસિસ્કોમાં કેળવણી પ્રેમ.

બાળક બાળકીઓ શરૂઆતમાં ઘણાં બુદ્ધિમાન અને પ્રતિભાશાળી હોય છે. પરન્તુ કેટલાક સમય પછી પૈસા કમાવાનો ખ્યાલ તેમની બુદ્ધિને નષ્ટ કરી નાંખે છે. સ્કુલોનો શોખ અમેરિકામાં ઘણો છે. જે કસ્બો હજુ આબાદ નથી થયો, ત્યાંના નકશાની અંદર સ્કુલોને માટે સ્થળો પ્રથમથીજ નક્કી કરી દેવામાં આવ્યાં હોય છે. યુરોપમાં જેવા દરજ્જે ગિર્જા (ચર્ચ) નો છે, અમેરિકામાં તે સ્કુલોનો છે. આમાં કેવળ કેળવણીજ મફત મળે છે એટલુંજ નહિ પરન્તુ ... ૮ સામગ્રી પણ છોકરા છોકરીઓને સરકારમાંથી મળે છે. કેલિફોર્નિયામાં છોકરા અને છોકરીઓ સ્કૂ

લોમાં સાથે એકઠાં ભણે છે. પશ્ચિમ અમેરિકાની યુનિવર્સીટીઓમા " આર્ટનો વિષય ભણવામાં દી લેવામાં આવતી નથી. " કન્યાઓની સંખ્યા યુનિવર્સિટીમાં છોકરાઓ કરતા વધારે તો નહિ પણ તેની બરાબરતો લગભગ અવશ્ય હોય છે. સ્કુલો અથવા યુનિવર્સિટીઓમાં વિદ્યાર્થીઓની અંદર એક આશ્ચર્યજનક ઘટના એ જોવામા આવે છે કે અભ્યાસના સમયથીજ તેઓ પોતાનો ખર્ચ પોતે ચલાવવા માગે છે, અને તે માતા પિતા ઉપર ભાર નાખવા નથી માગતા. હજી આબાદી વધારે નથી વધી, એથી છોકરા અને છોકરીઓને દુકાનોમાં, કારખાનાઓમાં ઓફિસોમાં બબ્બે ત્રણ ત્રણ કલાકને માટે કામ કરવાની ઘણી ખરી મજુરી મળી શકે છે. જેથી તેઓ પોતાનો નિર્વાહ કરી શકે છે. ભારતીય અથવા બીજા કોઇ અન્ય દેશીય વિદ્યાર્થીને કામ મળવામાં એટલી સુગમતા નથી હોતી. કેલિફોર્નિયાની સરકારી યુનિવર્સિટી બર્કલેની અંદર છે. સાનફ્રાંસિસ્કો અને બર્કલેની મધ્યમાં એક ખાડી છે, જ્યા બબ્બે મિનિટના પછી સ્ટીમરની આવ જાવ થાય છે.

## સમતાની લહર.

એમ તો સર્વ જગ્યાએ અમેરિકામાં માનવી સમતાનો ભાવ જોરપર જોવામાં આવે છે. અમેરિકાની રેલ્વેમાં એકજ વર્ગ છે, અને પ્રત્યેક ગાડીમાં મખમલના તકિયાવાળી ખુરશીઓ હોય છે. એક ખુરશી એક મનુષ્યના માટે

છે. જગ્યા મેળવવા માટે તું તું હું હું નથી થતું ? પરન્તુ પશ્ચિમી રાજ્યોમાં તો એ સમતા પોતાની પરાકાષ્ઠા પર પહોંચી ગઇ છે. કાલેજોના ચપરાસિયોનો પગાર ઘણે ભાગે એટલોજ હોય છે કે જેટલો કે પ્રોફેસરનો શરૂઆતમાં હોય છે. ફરક એટલોજ કે પ્રોફેસરોને શિક્ષણના બદલામા પ્રતિષ્ઠા મળી જાય છે. આમ જુએ તો છોકરા અધ્યાપકોનું કોઇ વિશેષ માન નથી જાળવતા. હાજરી બોલતી વખતે "સર" કહેવાનો ચાલ નથી. માત્ર " Ycs " બસ સમજવામાં આવે છે. કાગળ પત્રપર ઠેકાણું લખતી વખતે મિસ્ટર અથવા એસ્કવાયર નાખવા તે સમય અને શાહીનો બિગાડ કરવા જેવું છે. નામપણ ઘણેભાગે અર્ધુંજ લખવામાં આવે છે, અને રંગની વિરૂદ્ધ ઘૃણાનો ભાવ વિધમાન છે, પરન્તુ પૂર્વ અમેરિકાથી થોડો છો. મ્હને કેટલાક દિવસના માટે એક " હાઇકોર્ટ " મા અનુવાદકના રૂપમા જવું પડ્યુ. એક ભારતીય મજુર રેલ્વે લાઇનપર કામ કરતો કરતો ટ્રેનની નીચે આવી મરી ગયો. તેના ભાઇઓએ તેની સ્ત્રીના ભરણ પોષણના માટે કેટલાક હજાર ડોલરનો કંપનીપર દાવો બાંધ્યો હતો. તેની હકીકતનો અનુવાદ કરવાને માટે હું જતો હતો. ઘણો સમય વીતી ગયો. એક દિવસ હું સડક પર જતો હતો. તેવામા અકળાઇને હું આમતેમ જોઇ રહ્યો હતો કે એક મકાનની ઉપરથી તે જડજ સાહેબ ઉતર્યા અને મ્હને મકાનપર લઇ ગયા અને મ્હારી સાથે ઘણી વાર સુધી વાતો કરી.

## સાનફ્રાંસિસ્કોમાં ભારતવાસિની સંખ્યા.

આ એ પ્રકારનો દેશ હતો, જ્યાં આશરે આઠ દશ-હજાર પંજાબી સિખ, હિન્દુ મુસલમાન મજૂરો કામના માટે ચાલ્યા ગયા. એ લોકો પહેલાં પલટનમાં અથવા પોલિસમાં દાખલ થઇ ચીનમાં ગયા. ત્યાંથી કોઇ સંયોગવશ અમેરિકા જઇ પહોંચ્યા, તેણે પત્રો લખ્યા, અને કેટલાક વર્ષોથી તેની સંખ્યા ઘણીજ વધી જઇ હતી. ઘણેભાગે એ લોકોને ગામની અંદર ખેતરમાં કામ મળતું હતું, પરન્તુ દિવસ રાત્રિ તેનો વ્યવહાર ગોરાઓ સાથે રહેતો હતો જેને તે પોતાની બરાબર સમજ્યા કરતા હતા. અમેરિકામાં કેટલોક સમય રહેવાથી એ મજૂરોના મનથી ભારતવર્ષનીના બરાબરીનો વિચાર ઉડી જતો હતો. અને તે પણ બીજાં મનુષ્યોની માફક પોતે પોતાને સમાનની દૃષ્ટિથી જોવા લાગી જતા હતા. એ લોકો શહેરોમાં ઘણા ઓછા રહેતા હતા ભારતીય વિદ્યાર્થીઓને જ્યારે કદિ સમય મળતો હતો, ત્યારે એજ લોકોની પાસે કામ કરવાને માટે ચાલ્યા જતા હતા અને કેટલાક રૂપિયા બચાવી લેતા હતા. હું પણ રજાઓના દિવસોમાં એક પાર્ટીની સાથે ફૂલ તોડવા ના કામપર ગયો. અમને અઢી ડોલર દરરોજ મળતા હતા. તે કાંમ કેવળ એક માસ સુધી ચાલ્યું, બીજું કાંમ વધારે કઠિન હતું, જેથી હું પાછો આ ચાલ્યો આવ્યો.

## ડ્રગ સ્ટોરની દુકાન.

કેટલાક સમય પછી હું એ ડોકટરને જઇને મળ્યો ત્હેણે પોતપોતાના મિત્ર શ્રી પુરૂષોતી સાથે દિવસ નક્કી કરી મ્હને બોલાવ્યો અને ધાર્મિક વાતચીત કરતા રહ્યા ફાર્મસી કોલેજમા ઘણેભાગે તમામ વિદ્યાર્થી બાર વાગ્યા સુધી કોલેજમાં રહ્યા પછી દિવસ અને રાત્રિ " ડ્રગ સ્ટોર " મેડિકલ દુકાનોમા કામ કરતા હતા મ્હારા ઓળખીતા ડોકટર કેવળ પ્રેકટિસ કરતા હતા તેના એક મિત્ર ડોકટર હતા, જેની બે દુકાનો હતી તેણે એને કહી મ્હને એની દુકાનના કામપર લઈ લીધો મ્હને કામ કરવાનો અભ્યાસ પડેલો ન્હોતો. હું દુકાનની અંદર એક કોટડીમાં રહેતો હતો. ખાવાના સિવાય દશ ડોલર પાકીટ ખર્ચના માટે મળતા હતા.

## લાલા હરદયાળ હિન્દુ ઋષિના રૂપમાં.

હું સાનફ્રાસિસ્કોમા મહિનો રહ્યો ત્યા લાલા હરદયાળ " હોનોલોલો " થી પાછા આવ્યા. પાછો મ્હે પ્રયત્ન કર્યો કે ત્હેને વહેમોથી હટાવી કોઇ ચોક્કસ કામની તરફ ખેંચુ. એજ ડોકટરની માર્ફત એક હૉલ ભાડેથી લઈ હિન્દુ ફિલસુફી પર તેના લેકચરો અપાવ્યાં જેમના પછી બર્કલે યુનિવર્સિટીના ટીમ વિદ્યાર્થીઓએ યુનિવર્સિટીમા એ વિષયોપર લેકચરો કરાવ્યા એની ભાષા, વકતૃત્વ શક્તિ અને

યોગ્યતા આશ્ચર્યજનક હતી, તેની કીર્તિ એટલે સુધી ફેલાવા લાગી કે બર્કલે યુનિવર્સિટીના સંસ્કૃત પ્રોફેસર તેનો ભક્ત બની ગયો, અને તેની પાસેની એક યુનિવર્સિટી (સ્ટૅન્ફોર્ડ) માં લાલાહરદયાળની સિફારસ કરી કે તેને ત્યાં સંસ્કૃત અને હિન્દુ ફિલસુફીનાં પ્રોફેસર નિમવા જોઇએ. લાલાહરદયાળ યુનિવર્સિટીના પ્રેસિડેન્ટને મળ્યા. કેમકે તેણે કોઈ પણ જાતનો પગાર લીધા સિવાય કામ કરીશ, એવું કહ્યું આથી તેણે તુરતજ એક પ્રોફેસરશિપ સ્વીકાર કરી લીધી. અને તે સ્ટૅન્ફોર્ડમાં રહીને કામ કરવા લાગ્યા.

## લાલા હરદયાળના વિચારો સાથે મ્હારો મતભેદ.

સ્ટૅન્ફોર્ડ સાનફ્રાંસિસ્કોથી પચાસ માઇલ દૂર છે. એથી તેની સાથે મુલાકાત ઓછી થતી હતી. પરન્તુ મ્હને એટલી ખબર પડી કે તે થોડા સમયની અંદરજ પોતાની યોગ્યતા, સાદાઇ અને સ્વાર્થ ત્યાગની શક્તિથી લાલાહરદયાળે યુનિવર્સિટીમાં અને કેલિફોર્નિયાના વર્તમાન પત્રોની દૃષ્ટિમાં એક વિશેષ સન્માન પ્રાપ્ત કરી લીધું. વર્તમાનપત્રો તેને હિન્દુ ઋષિ (Saint)ના નામથી લખતા હતા. ત્યાં રહેતાં રહેતાં એના વિચારોમાં પાછું પરિવર્તન થવા લાગ્યું. હવે એ પરિવર્તન સોશિયાલિજમ અને કમ્યુનિજમની તરફ હતું, લાલાહરદયાળ કદિ મધ્યમ સ્થિતિમાં ન્હોતા રહેતા. તે સદૈવ એક કિનારેથી બીજા કિનારાપર ચાલ્યા જતા હતા. તુર્તજ કમ્યુનિજમથી એનાર્કિજમપર જઇ પહોંચ્યા. યુનિવર્સિટીમાં અને તેની બહાર ગવર્નમેન્ટની વિરૂદ્ધ ખુલ્લો

પ્રચાર કરવાનો આરંભ કરી દીધો. તેની કલાસમાં કન્યાઓની સંખ્યા વધારે હતી. પ્રેસિડેન્ટની પાસે આ બાબતની ફરિયાદ થઇ. લાલાહરદયાળ મ્હને મળ્યા. મ્હારી સલાહ એ હતીકે, તે એનાર્કિજમના વિચારોને કેવળ પોતાના હૃદયમાંજ રાખે, અને જો જરૂરી સમજે તો કેટલાક વર્ષ સુધી તે પર વિચાર કરીને એ વિષયપર એક પુસ્તક લખી નાખે. પરન્તુ તેણે કહ્યું હું તો મ્હારા વિચારોને કદિપણ દબાવી નહિ રાખું. અને યુનિવર્સિટીને પણ છોડી દઇશ.

તેમણે તો ખુલ્લો ખુલ્લો એનાર્કિજમનો પ્રચાર કરવાનો આરંભ કર્યો. યુનિવર્સિટીને છોડી સાનફ્રાંસિસ્કો ચાલ્યા આવ્યા. મ્હારા અને ત્હેના વિચારો મળતા ન્હોતા એટલા માટે મ્હેં પછી તેના કોઇ કામમા દિલથી ભાગ ન લીધો. પોતાના કામમાં ભારતીય વિદ્યાર્થીઓને તેણે સામેલ કરી લીધા અને પછી સિખ લોકોની સાથે પણ હળવા મળવાનો આરંભ કર્યો.

## મ્હારૂં પાછા ફરવું.

ઇ. સ. ૧૯૧૩ ના મે માસમાં મ્હને યુનિવર્સિટીની એ ડીગ્રી મળી ગઇ મ્હેં પાછા ફરવાનો વિચાર કર્યો લાલા હરદયાળ મ્હને મળ્યા. અને કહ્યું કે, કેટલાક હિન્દી પોર્ટલેન્ડ (સ્ટેટ્ઑન) માં એક કમીટી કરીને એવો નિશ્ચય કરવા માગે છે કે તેઓ કેવી રીતે દેશના કામમાં સહાયતા કરી શકે છે, હું એ તરફથી જઇ પાછો ઘર તરફ જઇશ એમ ધારી તેની સાથે ત્યાં ગયો. બે દિવસ અને

એક રાત્ર ત્યાં રોકાયો. મ્હારો મત એવો હતો કે રૂપિયા એકત્ર કરીને યુનિવર્સિટીની સાથે બે ત્રણ મકાન લઇ ભારતીય વિદ્યાર્થીના માટે ફરી બોર્ડીંગનો બંદોબસ્ત કરવો જોઇએ અને દરવર્ષે વિદ્યાર્થીઓની સંખ્યા શિક્ષણના માટે અમેરિકામાં વધારે ને વધારે મંગાવવી જોઇએ. લાલા હરદયાળનો વિચાર હતો કે એક છાપખાનું અને એક વર્તમાનપત્ર ચાલુ કરીને પોલિટિકલ પ્રચારનું કામ જરૂરી છે, મ્હારો મતભેદ હતો, પરન્તુ તેની કોઇ વાત ન્હોતી કારણકે મ્હારે ત્યાં રોકાવુંજ ન્હોતુ. હું ન્યુયોર્ક ચાલ્યો આવ્યો અને ત્યાંથી ઇંગ્લાંડ આવી પહોચ્યો.

## ઈંગ્લાંડમાં મ્હારી પર દેખરેખ.

ત્યારબાદ મ્હને કોર્ટમાં જવાની પહેલાં કંઇ જ્ઞાન ન થયું કે તે લો શું કામ થય છે જો કે મ્હને જ્ઞાન નહોતું, પરન્તુ ત્યા બ્રિટિશ ગવર્નમેન્ટની કાઉન્સિલને બધા સમાચાર મળતા હતા. બલ્કે તેને એ પણ ખબર હતી કે હું ત્યાંથી થઈ આગળ આવ્યો છું. મ્હારી વિરૂદ્ધ શક પહેલાંથીજ હતો. હું લંડનમાં હતો ત્યાંજ સાનફ્રાંસિસ્કોમા ગદર (બળવો) નામનુ વર્તમાનપત્ર નીકળવાની શરૂઆત થઇ ગઈ. મ્હારો વિચાર એ હતો કે લાહોર મ્હોંચી પશ્ચિમ પદ્ધતિ પ્રમાણે દવાઓ બનાવવાનુ એક કારખાનું ખોલવું. તેની શરૂઆતના માટે કેટલીક જરૂરી ચીજો અને મશીનો વિગેરે ખરીદવાની જરૂર હતી, તે મ્હેં લંડનમાંથી ખરીદી લીધી. મ્હને કેટલાક

કે આપે આખી રાત્રિ અમને હેરાન કર્યા છે. એજ વખતથી બિન કાયદે પોલિસનો પ્હેરો લાગુ થઇ ગયો. બે દિવસ રોકાઇ હું પંજાબ તરફ રવાના થયો. નિયમાનુસાર પોલિસનાં સિપાહી પાછળ પહેરો ભરતા ચાલ્યા આવ્યા, અને થોડે થોડે દૂર પાર્ટી બદલ્યે જતી હતી. મ્હોટા સ્ટેશનો ઉપર પોલિસ સુપરિન્ટેન્ડેન્ટ જાતે આવી જોઇ જતા હતા. એક સ્ટેશન ઉપર એક મરાઠા સી. આઇ. ડી. સબઇન્સપેક્ટર ડબ્બામાં આવી બેઠા. મ્હારી સાથવાળાએ ત્હેની ઘણી મશ્કરી અને અપમાન કર્યું. જે પર મ્હેં ઘણી દિલગીરી બતાવી.

## લાહોરના સ્ટેશનપર.

દિલ્હીથી ખાસ સબ ઇન્સપેક્ટર લાહોર સુધી આવ્યા. લાહોરમાં સ્ટેશનપર કેટલાક મિત્રો ગયા હતા, ટ્રેનમાંથી મ્હેં તેને કહ્યું કે આ સાહેબ મ્હારી અર્દલમાં છે તેણે હાથ જોડી દીધા અને કહ્યું કે આપના માટે અમે બે રાત્રિ સ્ટેશન પર જાગતા રહ્યા છીએ. હું આપને કહું છું કે આપ લાટ સાહેબ ( ગવર્નર ) ને મળો તો ઠીક થશે. મ્હેં કેવળ એટલો ઉત્તર આપ્યો કે મ્હારે લાટ સાહેબથી કશું પ્રયોજન નથી, જો તેમને જરૂર હશે તો મ્હને યાદ કરી લેશે, હું હાજર થઇ જઇશ. સંભવ છે કે એ વાતનો રિપોર્ટ થઇ ગયો હશે.

# (૯) અમેરિકન હિંદીઓમાં જુસ્સો.

## શું બધા હિન્દુ મુસલમાન હોય છે ?

કેવળ અમેરિકામા હિન્દુ શબ્દનો ઉચિત- પ્રયોગ થાય છે. અમેરિકન લોકો હિન્દુ શિખ્ખ અને મુસલમાનમાં કશો ભેદભાવ રાખતા નથી. તે બધાને એકજ નામ " હિન્દુ " થી બોલાવે છે. આ નામનો આ દેશના રહેવાવાળાને વિદેશી જાતિઓ ઈરાની, યુનાની વિગેરેએ નામ આપ્યું, અને જેનો ઉપયોગ અમેરિકામાં હજુ સુધી જોવામાં આવે છે. એક વાર મ્હારા એક અમેરિકન મિત્રે કહ્યું " શુ બધા હિન્દુ મુસલમાન હોય છે ? તેણે એક બે મુસલમાનોને ધર્મની બાબતમાં કંઇક પૂછ્યું હતું. જેપર તેણે પોતાનો ધર્મ મુસલમાન બતાવ્યો અને તેને એ સંશય ઉપજ્યો કે કદાચિત બધા હિન્દુ મુસલમાન હોય છે.

## કામાગાટામારૂની પ્રસિદ્ધ ઘટના.

અમેરિકામાં કામ કરવાવાળા ભારતવાસીઓની નસેનસને લાલા હરદયાળે બરોબર ઓળખી લીધી. જ્યારે તેમણે છાપખાનું ખોલી " ગદર " નામનું વર્તમાનપત્ર ઉર્દુ અને હિન્દી ભાષામાં કહાડવાનો આરંભ કર્યો. અને તેમાં મનુષ્યની સમાનતા અને ઈંગ્રેજ સરકારની વિરૂદ્ધ લેખો લખવાનો આરંભ કર્યો. એ ખુલ્લા પ્રચારે લોકોના હ્રદયપર ઉંડી

પ્રભાવ પાડયો. કેટલાએ નવયુવકો તેમની પાસે કામ કરવાને માટે આવી પહોંચ્યા, લોકોએ હજારો રૂપીઆ મોકલવાની શરૂઆત કરી દીધી. એ આંદોલન એ સમયેની અંદર થઈ રહ્યું હતું કે જ્યારે "કામાગાટામારૂ" સ્ટીમરનો પ્રસિદ્ધ બનાવ બન્યો.

કેનેડાની બ્રિટિશ કાલોનીમાં કેટલાએ વર્ષોથી હિન્દુ-મજૂરોની વિરૂદ્ધ ભાવ ઉત્પન્ન થઇ રહ્યો હતો, કેમકે એશિયાના બીજા દેશો, જપાન અને ચીનના મજૂરોને તેઓ દેશોની સરકારના ડરથી રોકવા મ્હાતા ન્હોતા, હિન્દીઓને રોકવાનો ત્હેને કોઇ ઉપાય સુજતો ન્હોતો. આખરે ત્હેને એક ઉપાય સુઝ્યો. જે લોકો ભારતમાથી અમેરિકા જતા હતા, તે બધા હાંગકાંગમાં અમેરિકાની સ્ટીમર લેતા હતા. કલકત્તાથી કોઇ સીધી સ્ટીમર અમેરિકા જતી ન્હોતી. કેનેડાવાળાએ એવો કાયદો ઘડયો કે કેનેડામાં ઉતરવાને માટે પોતાના દેશથી સીધા એકજ સ્ટીમરમાં ત્યાં આવવું જોઇએ. ઘણાખરા હિન્દુઓએ કેનેડા જવાનો પ્રયત્ન કર્યો પણ આ કાયદાનુસાર ત્યાંથી પાછા વાળી દેવામા આવ્યા. એવા લોકોની એક ભારી સંખ્યા હાંગકાંગમાં એકઠી થઇ ગઈ, જે કે કેનેડા જવા માગતી હતી, પરન્તુ તેને ત્યાં ઉતરવાનો કોઈ ઉપાય ન મળ્યો. એમાંના કેટલાક પોતાની જમીન વેચી એ વિચારથી બહાર નીકળ્યા હતા. આ સમયનાં વિઘ્નો દૂર કરવાનો એક ઉપાય સરદાર ગુરૂદત્તસિંહને સુઝ્યો. તેણે બધા લોકોને ખુશી કર્યા અને એક જપાની સ્ટીમર ભાડે

પહેલાં બધાને કલકત્તા લાગ્યો અને ત્યાંથી સીધા

બેંકોવાર ( કેનેડા ) તરફ રવાના થયા. કેનેડાવાળા આશરે સેંકડો હિન્દુ એકદમ આવતા જોઇ ગભરાઇ ગયા અને સ્ટીમરને બંદરની પાસે આવતા રોકી દીધી. એ ઠેકાણે કેટલાક દિવસ ઝગડો ચાલુ રહ્યો. એ લોકો કેનેડામાં ઉતરવા માગતા હતા. કેનેડાવાળા તેને ઉતરવા દેતા ન્હોતા. પોલિસ તેને રોકવાને માટે ગઇ. લોકોએ ઉપરથી પત્થરને કોલસા માર્યા, જેથી તેઓનાં કેટલાક માણસો ઘાયલ થયાં. હવે તેણે તોપ લાવી સ્ટીમર ઉડાવી દેવાની ધમકી દીધી, પરન્તુ બેંકોવાર અને આસપાસના રહેવાવાળા ભારતીય લોકો શહેરને લૂટવા તૈયાર થઇ ગયા. કેનેડમાં સૈન્ય નથી, કે જેનાવડે એ લોકોના રક્ષણને માટે આવી જાય. આખરે સ્ટીમરવાળા લોકો પાછા જવા તૈયાર થયા. તેની પાસે ખોરાક પાણીની સામગ્રી સમાપ્ત થઇ ચુકી હતી. જો કેનેડાની ગવર્નમેન્ટ તેનો આવવા જવાનો ખર્ચ અને તમામ ખોરાક વિગેરે સાધનો પૂરાં પાડી દે તો તે ચાલ્યા જશે, ગવર્નમેન્ટ ખુશી થઇ ગઇ. જે કંઈ તેણે માગ્યું તે દીધું. પરન્તુ તેનીસાથે એક બ્રિટિશ કાલોની એ એવું વર્તન ચલાવ્યું કે જેનો ઘા તેના દિલપર એવો લાગ્યો કે તેપર રૂઝ આવવી સહજ ન્હોતી. સ્ટીમર પાછી કલકત્તા આવી અને બજ બજ મુકામે નંગર નાંખવામાં આવ્યું. એ ઠેકાણે બધા લોકો ઉતર્યા. પોલિસ એવા વિચારથી ત્યાં ગઇ હતી કે તેને કલકત્તા જતા અટકાવવા અને ટ્રેનમાં લાવી પંજાબ પાછા રવાના કરી દેવા. તેના હૃદયમાં શક પેદા થયો, અને

વળી પાછા આગળથી બજેલાં તો હતાં પછી શું પૂછવું! તેણે ચાલવાને માટે ના પાડી, એટલામાં ફોજ આવી ગઈ. અને ત્યાં ટંટો થયો. જેમાં બન્ને તરફના માણસો માર્યા ગયા. અને કેટલાક ઘાયલ ગયા. ઘણા લોકો ભાગી ગયા અને બંગાલના ગામોમાં દૂર દૂર સુધી આશ્રય શોધતા ફર્યા, જેમાંના કેટલાકોને પકડી લીધા.

એ બનાવના સમાચારે અમેરિકાના સિખ લોકો પર વિશેષ પ્રભાવ પાડયો. તેની સાથે અમેરિકન સરકારે પણ લાલા હરદયાળને પકડવાનો યત્ન કર્યો. તે ત્યાંથી ન્હાશીને યુરોપમાં ચાલ્યા ગયા, પરન્તુ તેમના સાથે કામ કરનાર વાળાના દિલપર લાગી હતી, એથી પોતાના કામમાં તેનો જુસ્સો એથી પણ વધી ગયો. એટલામાં યુરોપનું મહાયુદ્ધ સળગી ઉઠયું, જો કે અમને અહિ ખબર ન્હોતી તથાપિ અમેરિકન પત્રોમાં બહાર પડી ચૂકયું કે બ્રિટિશ ગવર્નમેન્ટ ભારતીય સેનાને રણક્ષેત્રમાં લડવાને માટે લાવશે. "ગદર" પત્રે તુરતજ આન્દોલન કરવાની શરૂઆત કરી દીધી, ભારતમાં જાઓ, સેનાઓને બહાર જતી રોકો એ લોકો આ વિચારને લઇ સ્ટીમરમાં ચડી મોટી સંખ્યામાં ભારત તરફ રવાના થઇ ચુકયા. એમા વૃદ્ધો હતો, જેણે હજારો ડોલરોની પુંજી એકત્ર કરી હતી, તે બીજાઓને સોંપી દીધી. કેટલાક "જેક" હતા, જેનું કામ ત્યાં પૈસા કમાવા અને શરાબ પીવાનું હતું. તેની પાસે એક પૈસો ન હતો. તેણે પોતાના ભોગવિલાસ જોડી દીધા, અને

દેશભક્તિથી સ્ટીમરપર સ્વાર થઇ ગયા, રસ્તામાં હાંગકોંગ સિંગાપુર, અને રંગુન વિગેરે સ્થાને જ્યાં સ્ટીમર રોકાતી ત્યાં તે જતા અને સૈન્યના લોકોને સરકાર વિરૂદ્ધ ઉશ્કેરતા હતા. સિગાપુરની એક પલ્ટન પર ઘણી ઉંડી અસર થઇ. તેને યુદ્ધમાં મોકલતા હતા, જેથી તેના ઓફિસરોએ ના પાડી દીધી અને ઝઘડો વધીને બળવાના રૂપમાં આવી ગયો, જેમાં સેંકડો મનુષ્યોનું રક્ત પડ્યું, એમાં ગોરા પણ હતા, આખરે જપાની સિપાહીઓની સહાયતાથી બળવો શાંત પાડ્યો.

## પંજાબ ગવર્નમેન્ટનું અધુરૂં કામ.

મ્હને કેટલીએ વાર આ સર્વ હાલત અને બીજી વખત મુકદમો વાંચી વાંચીને પેલા છોકરાની વાત યાદ આવતી હતી, જેણે પોતાની માને કહ્યું–"મારતો મારતો દિલ્લી ચાલ્યો જાઉં અને જીતી લઉં, જો મ્હારો હાથ કોઇ ન રોકે." સરકારને "ગદર" પત્ર મળતું હતું. તેને પોતાની તરફથી તમામ બાબતોની ખબર હતી. એ બધી ખબરોના આધારે સરકારે એ નિશ્ચય કર્યો કે જે કોઇ અમેરિકાથી આવે તેને સ્ટીમર પરથીજ પકડીને નજર કેદ કરી લેવો. હું જાણું છું કે કેવળ એ એકજ શસ્ત્ર હતું કે જે પંજાબ સરકાર આ ચળવળને પૂરી રીતે રોકવાને માટે કામમાં લાવી શકતી હતી. એવું કરવાથી બેશક પંજાબ સર્વદા શાન્ત પડ્યો

રહેત. ન ગવર્નમેન્ટને ગભરાટ થતે અને ન આટલા મનુષ્યોની હત્યા થતે. પણ જે કંઇ કરી રહ્યા હતા તે કેવળ આંધળા જોસમાં કરી રહ્યા હતા.

મને જે મુંઝવણ હતી તે એજ કે આ ગવર્નમેન્ટ જે પોતે પોતાને આટલી સાવધાન, સમજણવાળી અને સતર્ક બતાવવાનો અભિમાન કરતી હોય, તે શરૂમાં એટલો પણ બંદોબસ્ત ન કરી શકી. બુદ્ધિ દોડાવાનું કામ હતું. બેશક ઘણાખરા આદમી પકડી લીધા, પરન્તુ કલકત્તાની સ્ટીમરોમાંથી કેટલાક આદમી જેવાં તેવાં બહાનાં બતાવી નીકળી આવ્યા, અને ઘણાખરા લંકા વિગેરેની તરફથી વગર રોકે ટોકે ઉતરી ગયા. જ્યારે તે પંજાબ પહોંચી ગયા ત્યારે તે ખુલ્લી રીતે પંજાબમાં ફરવા લાગ્યા. તેને મ્હારા નામની ખબર હતી. એ હું માનું છું, અને તેમાંના બે ચારે એવો ખુલાસો કર્યો કે તે લાહોરમાં મ્હને પોતાનું નિશાન બતાવશે, જેથી બીજા મ્હને ઓળખી શકે. પણ મ્હારી સમજમા એ નથી આવી શકતું કે, હું તેને કેવી રીતે રોકી અટકાવી શકત અથવા જ્યારે કોઇ સ્વતંત્ર પુરૂષ મ્હારી પાસે કંઇક વિનંતી કરે તો હું તે શી રીતે ના પાડી શકું અને તેમ કરવામાં મ્હને કાયદાની દૃષ્ટિથી અથવા વ્યવહારિક દૃષ્ટિથી મ્હારો કાંઇ દોષ જણાયો નહિ. બેશક ત્હેણે મ્હારી માર્ફત અમેરિકન સોનાને બદલાવ્યું હું તેને એક સાધારણ સેવા સમજું છું કે જે એક પરદેશીના માટે કરી શકાય છે અને કરવી જોઇએ.

## પ્રસિદ્ધ રાશબિહારી પંજાબમાં.

એમાંના એક મિસ્ટર પિંગલા નામનો મરાઠો નવયુવક કે જે અમેરિકાથી આવ્યો હતો, પહેલાં બંગાલની ગુપ્ત મંડળીઓ ની સાથે ઓળખાણ રાખતો હતો. તે બનારસમાં જઇ પ્રસિદ્ધ રાસ બિહારી બોઝને મળ્યો. અને તેને પંજાબમાં તેડીલાવ્યો. એકવર્ષ પહેલાં તેને દીલ્લી ષડ્યંત્રના અભિયોગના અગ્રેસર ગણવામાં આવ્યો હતો, અને તે પકડાયો ન્હોતો. તેને પકડવાને માટે એક મોટી રકમનું ઈનામ પણ જાહેર કરવામાં આવ્યું હતુ. તેણેવર્ષભર આમ તેમ કાપ્યું અને આશ્ચર્યજનક સાહસ કરતો તે પાછો પંજાબમાં આવી પહોંચ્યો

## ધાડો પાડવાની વિનાશકારી ભૂલભરી પોલિસી.

તે લોકોના મુખ્ય મેંબરો એ લુધિયાના ન્હાનાં ન્હાનાં સ્ટેશનો પાસે પોતાની કમીટીઓ કરી. એમાં કદિતો છાવણીપર ધાવો કરીને ફોજની સાથે મેળવવાની કોશેષ થઇ, કદિ સરકારી ખજાનાને લૂટવાની પરન્તુ એમાં કશી સફલતા ન થયા પછી બેંગાલનો કાર્યક્રમ લોકોપર ધાડો પાડી રૂપિયા એકઠા કરવાની શરૂઆતકરી. જેથી પોતાંના ખર્ચનો નિભાવ ચાલે અને બળવાની તૈયારીનો સામાન એકઠો થાય અને દેશનાનાખપર ધાડો પાડવાની કે લૂટકરવાની પોલિસી કદિ સમજમાં નથી આવતી. ઘણુંજ બ્હેનર છેકે તે નવયુ

વકો સર્વથી પહેલાં પોતાના ઘરોપર ધાડપાડે અથવા પૈસાની જરૂરિયાત હોયતો તેના માટે પોતેજ કામ કરે ખાનાના પાસે પૈસા માગે અથવા જે લોકોપર પોતે ધાડપાડતા હોય એ ડરથા અથવા ગામને દેશ ભકિતનું શું શિક્ષણ મળેછે ? મ્હેં જેલમાં બંગાલના ડોકટરની પાર્ટીને કેટલીએવાર એ બાબત પુછયું, તો જવાબમાં કહ્યું કે શિવાજી ધાડો પાડતા હતા, શું એ ખોટીવાતછે ? શિવાજી કિલ્લા અને શાહી ખજાના લુટતો હતો, અને તેમછતાં એ કદાચ તેણે ભૂલ કરી તો શું આપણે તેમ કરવું ? ધાડોના લીધે તો તેની સફળતા નથી હું તો ધાડોની તરફેણુના નામધારી લીડરો નો સ્વાર્થ અને પાપ જોઉછું કે જે નવયુવકને ફસાવી પોતે નાણા નષ્ટ કરવા માગે છે.

આ તરફ પોલિસને એ બધાનાં નામઠામ ગામ અને જીલ્લા ના ઠેકાણાની ખબર હતી. પોલિસ જ્યાં ત્યાં તેની પાછળ હતી. તે પોતાના ગામમાં જતા પોલિસના ડરથી રાત્રિભર પણ રોકાતાં ન્હોતા. આમ તેમ ફરવામાં ભાડુ અને ખોરાકના માટે ખરચ જોઇએ, એટલામાટે જયારે તેણે ધાડો પાડવી શરૂકરી ત્યાં આમ તેમ ફરતા તેના સાથીઓ પકડાવા લાગ્યા. પેશાવરમાં જગતરામ પકડાઇ ગયો, અંબાલામા પૃથ્વિસિંહ પકડાયો. ફિરોજપુરથી ટાંગામા જતા ફ્રાત આદમી એક ગામની પાસે તેના પહે રવેશથી ઓળખાઇ આવ્યા કે તે ઓ અમેરિકાથી આવેલા છે. તેને અટકાવી તપાસ લેવા માગી. તેની પાસે પિસ્તોલ

હતી, એથી ફાયર ચાલુ કર્યો થાણાદાર સિપાહી માર્યો ગયો અને તે લોકો જંગલમાં નાશી ગયા. પોલિસોએ ગામવાળા ને સાથે લઇ ઘેરો ઘાલ્યો નિરૂપાય થઇ પકડાયા અને મુકદમો ચલવી ફાંસી ને લાકડે ચડાવી દેવામાં આવ્યા. તેમાં એક પંડિત કાશીરામ હતો, જેની ચાલીશ હજારની પોતાની મિલકત હતી તે સર્વ ગવર્નમેન્ટને હસ્તગત થઇ લાહોર શહેરમાં ત્રણ માણસો એક ટાંગામાં જતા હતા. એક સાર્જટપોલિસે તેને પકડવા ધાર્યા. તેઓએ પિસ્તોલથી ફાયર કર્યો સાર્જટ ઘાયલ થઇ મર્ણ પામ્યો. એમાંના બે નાસી ગયા. અને એક પકડાઈ ગયો. તેને પણ ફાંસીને માંચડે ચડાવી દીધો.

લુધિયાના જીલ્લામાં બેત્રણ ધાડો પાડવામાં આવી આખરે એક ધાડ અમૃતસરની પાસે ચબ્બા નામના એક ગામમાં પાડી. તેનું કારણ અંગત વૈર અને સ્વાર્થ હતો. ત્યાંના કેટલાક જાટ એક બ્રાહ્મણ સાહુકારના કરજદાર હતા. તેથી તેનાપર વૈર રાખતા હતા. તેનો એક સગો હતો. તે અમેરિકાથી પાછો આવ્યો હતો અને એ પાર્ટીની સાથે સબંધ રાખતો હતો. તેઓ બધા એકત્ર થઇ ગામમાં ધાડ પાડી. ગામના લોકો તેની મદદ માટે નીકળી પડયા. અંદરો અંદર ટંટો થયો બોમ્બ અને પિસ્તોલોપણ ચાલી અને બ્રાહ્મણને નિર્દયતાથી મારી નાખ્યો. ત્યાંનો એક સાધારણ લુહાર તેની સાથે ગયો હતો તે ભાગી ન શકયો. તેણે બનાવ્યું કે મૂલાસિંહ એ બધાને આગેવાનહતો. મૂલા

સિંહની તપાસના માટે પોલિસે કૃપાલસિંહ નામના એક આદમીને છોડયો તે એની સાથે મળી ગયો અને લાંબી પહોળી વાતો કરી તુર્ત એ બધાનો લીડર બની ગયો. કૃપાલસિંહની સહાયતાથી મવાસિંહને અમૃતસરના સ્ટેશનપર પકડી લેવામાં આવ્યો. એ લોકોને કૃપાલસિંહપર શક પડી ગયો. અને એક છોકરાને તેની પાછળચર્યા જોવાને માટે મૂક્યો, તેણે એની વિરૂધ રિપોર્ટ કર્યો અને એટલામાટે તેણે બળવો કરવાની તારીખ ત્રણ દિવસ પહેલાં અર્થાત્ બાવીશ ફેબ્રુવારી ના બદલે ઓગણીશ ફેબ્રુવારી કરીદીધી. પણ સાથે તેણે પોલિસને સૂચના દઇ લશ્કરી પાર્ટી મંગાવી અને રાતે મકાનમાં સૂતેલા સાત આદમીને પકડાવી દીધા એમાનોએક આદમી અમરસિંહ હતો જે લાહોરમાં લીડરનું કામ કરતો હતો.

પકડાવાના સમયે મનુષ્યના હૃદયની પરિક્ષાનો વખત આવે છે. એની પહેલાં પ્રત્યેક માણસ વીરમર્દ હોય છે. માનપાન અને શાબાશ મળતી વખતે ઘણાએ વીરતા બતાવી શકે છે. ક્રોધ અને જુસ્સામાં વીરતા તો સૌ બતાવે છે, પરન્તુ જ્યારે જુસ્સાનો કંઇ સમય નહોય, અને એ અંધારી સાકડી કોટડીની દિવાલો જાણે હમણાંજ ભેટશે એવો અવસર હોય, કોઈ પ્રસંશા કરવાવાળા કે તાળીમાના અવાજથી દિશાઓને કંપાયમાન કરનારાઓની ગેરહાજરી હોય, એ બધાની વાત તો શું પણ તેને 'લ્યે કોઈ વાત કરનારે

પણ જ્યારે જણાતું નથી, એવી સ્થિતિમાં હૃદય ઠંડું અને મંદ પડી જાય છે, અને સર્વ પ્રકારની આશંકાઓ અને ચિન્તાઓ તેની પાછળ પડી જાય છે. જે મનુષ્યે ઘણુંજ ગુપ્ત પાપ કર્યું હોય એ મનુષ્યનું હૃદય તો કંમ્પી ઉઠે છે, તેનું પાપ પ્રતિક્ષણે તેની છાતીપર ચ્હડી બેસે છે અને તે પ્રત્યેક સમયે પ્રકટ કરી દેવાને માટે તલખે છે.

પોતાની વીરતા બતાવાને માટે નગારાપર ડંકો પડતાંજ હજારો માણસના સૈન્યમાં ક્ષત્રિય તોપ, બંદૂકોની સ્હામે ચાલ્યો જાય છે, તલવાર અને ભાલાના ઘા છાતીપર ઝીલવા તૈયાર થાય છે, પરન્તુ એવાં હૃદય થોડાજ હોય છે કે જે ગુપચુપ એકાંત પડયા રહી પોતાની અંદરના ભયના બોજાની નીચે દબાઇ ન જાય. ઘણાંખરા મનુષ્યો ગુપ્ત મંડળીઓમાં દાખલ થાય છે, અને મનમાં લાંબા પોળા વિચારો બાંધવા લાગે છે કે સ્વતંત્રતા મળ્યા પછી તમામ અધિકાર આપણા હાથમાં આવશે પ્રતિષ્ઠા અને માનપાન મળશે અને આપણા નામનો ડંકો વાગશે. પણ જ્યારે પરિણામ ઉંઢું આવે છે અને તેની એ ધારણાઓ ધુળમાં મળી જાય છે, ત્યારે તેને પ્રાણ બચાવવાની ફિકર પડે છે, એ બધું હૃદયના બળ અને નિર્બળતા ઉપર નિર્ભય હોય છે. પંડિત કાશીરામ શરાબ પીધા કરતો હતો. સુખમય જીવન વ્યતિત કરતો હતો. પુષ્કળ રૂપિયા તેની પાસે હતા. હવાલાતમાં ફાંસીની સજાના સમયમાં ઘણો બહાદૂર હતો, એ સમયે પણ તેના ભાવો તેનીપર અધિકાર ચલાવતા હતા,

તેમા સાક્ષી પણ એજ કારણથી હિમ્મત પકડી રહ્યા, પણ જ્યારે મૂલાસિંહ અને અમરસિંહ પકડાયા કે તુર્તજ માફી-દાર બનવાને તૈયાર થઇ ગયો. સૌથી પહેલાં નવાબખાને પોતેજ પોલિસને સૂચના દીધી હતી, અને આ બાજૂ તે જુરસાદાર મેંબર પણ હતો, ને બીજી તરફ તમામ વાતો પોલીસને પણ કહીદેતો હતો.

---

## (૧૦) મ્હારૂં પકડાવું.

સરકાર તરફથી કેસની હકીકત રજુ કરવામાં આવી કે આ ષડયંત્રનો વાસ્તવિક નેતા હું હતો, અને હું અમેરિકામાં તમામ કાર્યક્રમ નક્કી કરી ભારતમાં ચાલ્યો આવ્યો અને તે એટલા માટે કે અહીં આવી લોકોને ષડયંત્રના ઉદ્દેશ માટે તૈયાર કરૂં. એકતો તેનો સ્પષ્ટ પ્રતિવાદ એ હતો કે આ ષડયંત્રનું વર્તમાન રૂપ મહાયુદ્ધના પછી દષ્ટિગોચર થયું, અને યુદ્ધની એક વર્ષથી એ પણ પહેલાં અમેરિકાથી રવાના થઇ આવ્યો હતો, અને આવ્યા પછી કદિ કોઇને કાગળ પત્ર ન્હોતો લખ્યો, તેનો ઉત્તર અત્યંત હાસ્યજનક આપવામાં આવ્યો કે અમને વર્ષભર પહેલાંજ જર્મની સાથે થવાવાળા યુદ્ધની ખબર હતી, અને એજ આધારે તમામ તૈયારી કરવાનો વિચાર હતો. પરન્તુ એ વાતને તદ્દન ભુલાવી દેવામાં આવે છે કે જે " કામાગાટા-

સ્ટીમરનો બનાવ ન બન્યો હોત તો અમેરિકા અને કેનેડાના લોકોમાં આટલો જુસ્સો પેદા થવો અસંભવિત હતો, શું એવું પણ પહેલાંજ જ્ઞાન થવું સંભવિત હતું?

## દીલ્હીવાળા પડયંત્રના બનાવનું સંક્ષિપ્ત વિવેચન.

દીલ્હીવાળા પડયંત્રના બનાવથી આ દાવો સર્વથા નિર્મૂળ થઇ જાય છે. મ્હારા લાહોર આવ્યાની ચારપાંચ માસ પછી દિલ્લીનો પ્રસિદ્ધ અભિયોગ ( ગુન્હો ) થયો, કલકત્તાથી પોલિસ રાસબિહારી ઘોષની શોધમાં નીકળી. કલકત્તામાં રાજા બજારના એક મકાનની તપાસમાં તેની બાતમી મળી હતી કે તે દિલ્હી ગયો છે. દીલ્લીની પ્રજાના નેતા માસ્તર અમીરચંદની ટપાલ જોવી શરૂ કરી. તેની સાથે તેનો એક મિત્ર અવધબિહારી રહેતો હતો. તેને એક પત્ર બતાવી પૂછવામાં આવ્યું કે આ એમ. એસ. કોણ છે? અવધબિહારીએ જણાવ્યું કે તે લાહોરનો દિનાનાથ છે, એજ રહાંજે લાહોરના ગુપ્તચરો દ્વારા દિનાનાથનું મકાન બંધ કરવામાં આવ્યું. ત્રણ દિનાનાથોના ચાલચલણ તપાસી કંઇ કરવામાં ન આવ્યું. અને એક દિનાનાથની તપાસ થઇ, કેમકે તે પોલિટિકલ વાતો બહુ કરતો હતો અને તે કશો કામ ધંધો કરતો ન્હોતો. તેને હવાલાતમાં લઇ જતી વખતે તેણે રડવું કકળવું શરૂ કર્યું. પોલિસને ખાત્રી થઇ ગઇ કે આની બાબતમાં ઘણા ગુપ્ત ભેદો છે.

પરિણામ શું આવ્યું? તેણે પંજાબમાં "ગદર" ના આન્દો લનની ગુપ્ત હિસ્ટરી કહેવી શરૂ કરી જેમાં બતાવ્યું કે ઇ. સ. ૧૯૦૮ માં હરદયાલ જતી વખતે માસ્તર અમીરચંદને પોતાનો પ્રતિનીધિ નીમી ગયા હતા. અને સ્વયં દિનાનાથને લાહોરમાં એક નાયકનો હોદ્દો આપ્યો હતો. એમાં તેણે લાલબાગના બોંબની હકીકત અને એક બાળીના ખુનની બાબત જણાવી. અને કહ્યું કે એ બોમ્બ તેણે વસંતકુમારને ત્યાં રાખ્યા અને પોતે ન્હાશી આવ્યો. પોતાની ગુપ્ત મંડળીમાં લાલાહંસરાજજીના પુત્ર બલરાજ અને મ્હારા કાકાના દિકરા ભાઇ બાલમુકુંદનું નામ બતાવ્યું તેમજ રાશબિહારીના રહેવાની જગ્યા બતાવી. રાશબિહારી એક બીજા મકાનમાં ચાલ્યો ગયો હતો. અને પોલિસ શોધતી રહી, પણ તે બચી સહીસલામત નીકળી ગયો. સરકારને પાકી ખાત્રી થઇ ગઇ કે, દિલ્લીમાં લોર્ડ હાર્ડીંગપર બોંબ આ લોકોની સહાયતાથી રાશબિહારી તથા વસંતકુમારેજ ફેંક્યો છે. એથી પછી ભલે તો મુકદમો કાયદાનુંસાર સાબિત થયો હોય કે નહિ, પણ માસ્તર અમીરચંદ, અવધબિહારી, ભાઇ બાલમુકુંદ અને વસંતકુમારને ફાંસીની સજા થઇ ગઇ, અને બલરાજ તથા નેવંત સહાયને સાત સાત વર્ષની કેદ. ભાઈ બાલમુકુંદ સહર્ષ ફાંસીપર ચ્હડી ગયો, જે કુળના તેના વડવા ભાઇ મતિદાસને ઔરંગજેબના હુકમથી આરાની સાથે ચીરી નાંખવામાં આવ્યા હતા. તેની ધર્મપત્નિ શ્રીમતી રામરખી કે જે અતિ સુંદર હતી, હજુ

વર્ષજ થયાં તેનાં લગ્ન થયાં હતાં, ભાઇ બાલમુકુંદના પકડાયા પછી તેણે ફરી પલંગપર પગ ન મૂકયો અને પોતાના પતિને ફાંસી મળતાંજ પોતાનો પ્રાણ ત્યાગી દીધો આર્ય ગેઝેટે એ ઘટનાને ઘણી સુંદરતાથી વર્ણવી છે જે વાંચકોને ભેટ કરવામાં આવે છે.

---

## કરૂણાજનક સત્ય કથા.

---

(૧)

" પુષ્પ ખિલ્યું હતું. બુલબુલ તેની ખુબસુરત કોમળ પાંખડીઓને ચુમી ચુમી ગાતું હતું. ગુલચી (માળી) આવ્યો, બુલબુલ ડરને લીધે ઉડી અને પુષ્પની આસપાસ ચક્કર મારવા લાગી. માળીએ નિર્દયતાથી પુષ્પ ચુંટી લીધું. તેની પાખંડીઓને પણ જુદી જુદી કરી છાબડીમાં નાંખી દીધી. બુલબુલ રડવા લાગી પણ લાચાર. આખર બુલબુલ બેહોશ બની ઢળી પડી, અને પુષ્પની પાસેજ તરફડી તરફડીને મરણ પામી

(૨)

ગરમીના દિવસો હતા, તેઓ જેલમા હતા હું ઘરમાં હતી. ૭ મહિનાથી રોઇ ઘડીની ઇન્તેજારીમાં હતી. તેઓ કહેતાં હતાં, " તું ગભરાતરી ન બન, તેઓ છુટી જશે

આવી પણ જશે. ” હું કહેતી હતી, તે દિવસ ક્યારે
આવશે ? તે સુરજ ક્યારે ઉગશે ? તે રાત્રિ ક્યારે પૂરી
થશે. અને તે શુભ ઘડી કઇ વખતે આવશે ?
થશે. અને તે શુભ ઘડી કઇ વખતે આવશે? પણ મ્હેને
મ્હેં દિલ્લી શા માટે કદિ જોઇ હોય ? પણ મ્હેને
દિલ્લીમાંજ રાખવામાં આવ્યા હતા. ત્યાં મુકદમો ચાલતો
હતો. હું ત્યાં ગઇ. જોયું તો જેલની ઓરડીઓ ઘણી ભયા-
નક છે, અને એ સાંકડી ઓરડીઓની અંદર શ્રાવણ ભાદના
ઉકળાટમા તેમને રાત્રિએ ત્યાંજ સુઇ રહેવું પડતું. મ્હેં પૂછ્યું,
ખાટલો મળે છે ને ?

તેઓ કહેવા લાગ્યા “ શું ભોળી બની ગઇ છે,
અહીં તે વળી ખાટલાનું શું કામ હોય ? ”

મ્હેં પૂછ્યુંઃ “ તો પછી શાના ઉપર સુઇ રહો છો ? ”

તેમણે કહ્યું. “ એક કામળી જમીનપર બિછાવીને
સુઇ રહું છું. ”

( ૩ )

હું મ્હારે ઘેર પાછી આવી. રાત્રે લોકો ખુલ્લી છતો
ઉપર ખાટલાઓ પાથરી સુતા. હું સૌથી નીચેની કોટડીમાં
ઘુસી ગઇ એક ગરમ કામળી જમીનપર બિછાવીને તેપર
સુતી મચ્છરો ગણગણ કરી કાનની આસપાસ ઉડવા લાગ્યા,
એ સમયે એવું જણાતું હતું કે મચ્છરો જાણે શિખામણ
આપતા હોય કે “ નાદાન ! શું આવી ઓરડીમા ગરમીના
દિવસોમા કામળપર નિદ્રા આવે કે ? હું ઉઠીને બેઠી થઇ.
ઝરૂખામાંથી ચન્દ્રમાના શિતળ કિરણો પ્રકાશ આપી રહ્યા

હતાં, મ્હેં ઝુકી તેને જોઇને પૂછ્યું, " કેમ ચમકવાવાળા ! શું તું તેમની ઓરડીમાં પણ ચમકે છે ? શું તું જુએ છે કે તેઓ પણ રાત્રિઓ આવી રીતે જાગતા અને પડખાંઓ બદલતા ગાળે છે.

ચન્દ્રમાની તરફ વારંવાર જોવા છતાં પણ મ્હને કશો ઉત્તર ન મળ્યો. હું પાછી સુઇ ગઈ. મચ્છરોએ મ્હારા શરીર ઉપર ચટકા ભરી વેર લીધું. ત્રીજી રાત્રે મચ્છરો મુજ અબળા ઉપર નિઃસહાય અને દીન જાણી આક્રમણ કરી ચુકયા હતા એવામાં અચાનક મ્હારી સખી આવી ગઇ. અને કહેવા લાગીઃ—

" શું મરવા માટે કમ્મર કસી છે ? "

મ્હેં કહ્યું—" કેમ હું કેવી રીતે મરવા લાગી છું. "

તેણે કહ્યું—" આ ઢંગ તો મરવાનાજ છે. "

મ્હે પૂછ્યું—શું જે આ રીતે સુવે છે તે......

સખી—" હા, હા, એ મરી જાય છે. "

મ્હારી આંખો આંસુથી ભરાઇ આવી અને આખરે ટપક સરી પડયાં. સખી ગભરાઇ ગઇ, પોતે પોતાના મનમાં પસ્તાવા લાગી. મ્હેં કહ્યું, કોઇનો કંઈ દોષ નથી, મ્હારા ભાગ્ય ફુટી ચુક્યાં છે. તેઓ જેલમાં જેવી રીતે સુઇ રહે છે તો શું હું એવી રીતે ન સુઇ રહું.

લાગ્યા, અમે એકજ વખત ખોરાક લઇએ છીએ. મ્હેં કહ્યું, રોટલી કેવી હોય છે, તેણે રોટલીનો એક ટુકડો મ્હને લઇ દીધો. હું લઇ આવી. જોયુંતો તેમાં ચણા પણ છે, ઘઉં પણ છે અને બીજું પણ કેટલુંક ભેળસેળ છે. મ્હેં પણ ઘેર પહોંચીને એવી તરેહનું અનાજ બનાવ્યું, દળ્યું અને રોટલી બનાવી અને દરરોજ એક વખત ખાઇ બીજે પહોર પાણી પર ગુજાર્યો. મુકદમો લાગલાગટ ચાલતો રહ્યો અને આખરે એક દિવસ જ્યારે કે મ્હારી કોટડીમાં બેઠી બેઠી તેનું ચિન્તવન કરી રહી હતી ત્યાં બહારથી રડવાનો અવાજ આવ્યો. મ્હારૂં હૃદય જોરથી ધડકવા લાગ્યું. મ્હારા માથાપર પરસેવો વળી ગયો. આંખે અંધારા આવી ગયાં, પૃથ્વી પગ નીચેથી સરવા લાગી. આખરે હૃદયના તમામ બળને એકત્ર કરી હૈયે હાથ રાખી હું બહાર આવી બહાર આવી જોયું, તો તે એનું નામ લઇ વાતો કરી રહ્યાં હતાં કે, "ફાંસીનો હુકમ ફાંસીનો હુકમ થઇ ગયો."

( ૫ )

તેને આખરીવાર જોવાને હું વળી દિલ્લી પહોંચી. એ જેલમાં કે જ્યાં જવાનોની જવાનીયાં ખતમ કરી દેવામાં આવે છે. જ્યાં કોમળ અને નાજુક મુલાયમ પાંખડીઓને કચડી નાંખવામાં આવે છે, હું પણ ત્યાં પહોંચી. વ્હાલાના વ્હાલસોયા મુખના દર્શન કર્યાં. દિલ કહેતું હતું કે કંઇ વાત કરી લે. હોઠ કહેતા હતા અમારી અંદર તાકાત ક્યાં

અને અવાજ આવ્યો, "પ્રાણપ્યારી ! સંસાર અસાર છે. જે આવ્યો છે તેને જવું છે, કોઈ કોઇનું સંગાતી નથી. તું તને પોતાને સૌભાગ્યવંતી સમજ કે હું મ્હારા પ્રિય દેશના માટે મ્હારી આહુતિ દઉં છું."

મ્હારા કાનોએ આ અવાજને સાંભળ્યો અને આંખોમાંથી છમછમ આંસુની અવિરલ ધારા શરૂ થઈ ગઇ. વારંવાર અશ્રુધારાને રોકતી હતી કે બસ આજે જીવ ભરીને આ જીવનમૂર્તિને અંતિમ સમય નિહાળી લઉં. તેના દર્શન કરી લઉં. હૃદયમૂર્તિને હૃદયમાં પધરાવી લઉં, પણ તે તો રોગાયજ શાનાં ? બીજે દિવસે હવન સામગ્રી એકત્ર કરવામાં આવી. લોકો કહેવા લાગ્યા, આજ તેનો અંતિમ સંસ્કાર થશે મ્હે કહ્યું એ ઠીક અવસર મળશે. હું તેનો હવે મેલાપ કરીશ. પણ થોડીવારના પછી બધા લોકો પાછા આવ્યા અને કહેવા લાગ્યા કે લાશ નથી મળતી."

( ૬ )

પછી શું થયું, હું આગળ વર્ણન ન કરી શકતી. આજ પંદર દિવસથી હું વતમા છું. અને હવે તે ઘડી નજીક આવી રહી છે કે, જ્યારે મ્હારા ! મનના મનોરથ પૂરા થશે."

એટલું કહી દેવી ચૂપ થઇ ગઇ. આ દર્દ ભર્યું દાસ્તાન સાંભળી મ્હારાં રૂવાટા ખડા થઇ ગયાં. આં..

અનાજનો એક દાણો પણ ન ખાધો અને પાણીનો એક ઘુંટડો પણ ન પીધો. પંદરમો દિવસ છોડી અઢારમો દિવસ આવી રીતે નિરાહાર વિતાવી દીધો. એકજ સ્થાને બેસી તેનું ધ્યાન ધર્યું કે જેનાપર તેનું ધ્યાન કરવું હતું. દેવીએ તપશ્ચર્યા કરી અને આખર એક દિવસ જ્યારે કે આકાશ બિલ્કુલ નિર્મળ હતું, સૂરજ ચમકી રહ્યો હતો, લોકો પોતાના કામકાજમાં લાગ્યાં હતા તે વખતે દેવી પોતાની જગાએથી ઉઠી. પોતેજ ચોખ્ખું જળ લાવી. સ્નાન કર્યું અને શુદ્ધ વસ્ત્ર પહેરી પાછી પહેલાંની જગ્યાએ સુઇ ગઇ. અને કહેવા લાગી પ્યારા બહુ દિવસો સુધી પરિક્ષા લઇ ચુકયા. આજ તો છોડો નહિ છોડું. હવે જુદી નહિ પડુ. એટલું કહ્યું અને પ્રાણ ખેંચી ઓડી દીધાં. લોક કહેવા લાગ્યાં " ભાઇ બાલમુકુંદની ધર્મપત્નિ સતિ થઇ ગઇ " રહે કહ્યું ગુલપર બુલબુલ નિસાર થઇ ગઇ. આ બનાવટ નથી અસલ છે, કહાણી નથી હકીકત છે.

## ષડયંત્રનો વાસ્તવિક નેતા એક ઓગણીશ વર્ષનો છોકરો.

કેશની આ સ્થિતિથી ચોખ્ખેચોખ્ખું જણાઇ આવે છે કે દીનાનાથ પોતાની જબાની પ્રમાણે અહીં બે બીજો આજ દીનાનાથ જરૂર હરદયાળનો લેફટેનેન્ટ લાર્ડ રહેતો હતો. જો મ્હારો કંઇ પણ હાથ " અગર

અમેરિકાની સર્વ હકિકત પડયંત્ર વિગેરેની હું તેની સાથે ચર્ચા કરતે અને લાહોરના લીડરોને મ્હારી સાથે મેળવી લેત.

નવાબખાને ખેધડક મ્હારી વિરૂધ જબાની આપી કે કર્તારસિંહે તેને બતાવ્યું કે આ સર્વ પડયંત્રનો વાસ્તવિક નેતા હું હતો, તથા કર્તારસિંહ દરેક બાબતો મને પૂછી મ્હારી સમંતિ મેળવીનેજ કરાવ્યા કરતો હતો, મીયામીર છાવણીપર આક્રમણ કરવાનો વિચાર મ્હારા કહેવાથીજ કરવામાં આવ્યો હતો. વિગેરે.

ખરીવાત તો એ હતીકે પંજાબની તમામ હિલચાલ નો વાસ્તવિક લિડર કર્તારસિંહ હતો. એ છોકરાનું સાહસ અને પુરૂષાર્થ આશ્ચર્યજનક હતું. તેની વય લગભગ ઓગણીશ વર્ષની હતી અને તે લુધિયાના જીલ્લાનો રહેવાશી હતો. પંદરવર્ષની વયમાં તે લુધિયાના ખાલસા સ્કૂલના સાતમા ધોરણમાંથી ન્હાશીને અમેરિકા ચાલ્યો ગયો હતો. ત્યાં કેટલાક સમયના માટે કામ કરતો હતો, અને કેટલોક સમય સ્કૂલમાં અભ્યાસ કરતો હતો. ત્યાં ગદર ( બળવા ) ના આન્દોલનનો તેને શોખ થઇ ગયો અને "હવાઈ જહાજ" ( હવાઇ વિમાનો ) બનાવવાનું કામ શિખવા લાગ્યો. યુદ્ધની વાત ઉડતાંજ તે ભારતમાં પાછો ચાલ્યો આવ્યો. આવતાંની સાથેજ પોતાની સ્કૂલના જૂના સહપાઠીયોને પોતાની સાથે મેળવી લીધા. અને ઘણેભાગે તમામ છોકરા તેના શિષ્યો બની ગયા.

પછી જ્યારે બીજા માણુસો આવી ગયા ત્યારે તે એ બધાનો નેતા બની ગયો અને ધારતો હતો કે તમામ માણુસો તેના મતાનુસાર ચાલે. જ્યારે કોઇ બીજો માણસ તેની સલાહપર શક લાવે છે એવું તે જાણતો કે તુર્તજ તે કહી દેતો કે આ બાઇ પરમાનંદની સલાહ છે અને હું તેને પૂછીને આવ્યો છું. અને તેમજ કરશું. જ્યારે હું પૂછતો ત્યારે તે કહેતોકે, એ તદ્દન જુદી વાત છે, મેં કદિ પણ એવું નથી કહ્યું. છતાં હું સારી રીતે જાણતો હતો કે તેની પ્રકૃતિ એવીજ હતી અને તે પ્રમાણે જરૂર એવું કહેતો હશે.

## જર્મની પાસેથી હોદ્દા અપાવીશ

છોકરાઓને તેણે બતાવ્યું હતું કે, હવે બાજુમાં બેસી ઘો, જર્મન આવે છે, હું તમને તેની પાસેથી હુદ્દા અપાવીશ. જ્યાં તે જતો હતો ત્યાં પગે ચાલીને બાગોમાં, રસ્તેમાં, રેલ્વેમાં ત્યાં બધે એવીજ વાતો કરતો હતો.

રેલ્વેમાં મુસાફરી કરતા કરતાં તેને એક હવાલદાર મળ્યો તેને કહ્યું કે તમે નોકરી શા માટે નથી છોડતા ?

હવાલદારે તેને જુસ્સાવાળો છોકરો સમજીને કહ્યું કે " તમે તમારા આદમી મીયામીર લાવો. દારૂગોળાની ચાવિયો મ્હારી પાસે રહે છે, તે હું તમારા લોકોને હવાલે કરી દઇશ. "

પચ્ચીશ નવેમ્બર તારીખ નક્કી કરવામાં આવી. જ્યારે પોતાની કમિટીમાં તેણે આ તજવીજની ચર્ચા કરી તો તેઓ-

એ ઉપર મશ્કરી કરી. ત્યારે તે કહેવા લાગ્યો, વારુ, હું આપણાને પુછી આવું છું બીજી રાત્રે જઇને કહી આવ્યો કે હું તેની રજા લઇ આવ્યો છું, અને લગભગ સો આદમી આખી રાત્રિ મિયાંમીરના રેલ્વે સ્ટેશનની આસપાસ ખરાબ થતા રહ્યા. એ બાબત નવાબ કહે છે કે ત્યારે મ્હેં કર્તારસિંહને ફટકારવો શરૂ કર્યો ત્યારે તેણે ઉત્તર દીધો કે, " હું શું કરૂં, ભાઇ પરમાનંદ મ્હને આવી ભુલો કરાવે છે. "

જેતે સાચું હોય તો તેમાં શક નથી કે કર્તારસિંહને એ જરૂરી જણાતું હતું કે તેની લીડરશીપ અને યોગ્યતા પર અવિશ્વાસ ઉત્પન્ન ન થાય. એ લોકોએ જે ગોઠવણ કરવાનો પ્રયત્ન કર્યો હતો તેમાં ફિરોઝપુર પલટનને પણ સાથે મેળવી લેવાની કોશીષ હતી મિયામીરના રસાલાને બળવાને માટે તૈયાર કરવાનો હતો, અને એક રાત્રે આશરે સો દોઢસો સ્વારો ઘોડાપર જીન કસીને તૈયાર થઇ ગયા, કિન્તુ તેને કોઇ એ પાર્ટીનો માણસ ન મળ્યો. એ બધાની અંદર ઉતાવળીપણું જોવામાં આવતું હતું અને તેના માટે કર્તારસિંહની વય જોખમદાર હતી. પણ તેનો જુસ્સો, નિર્ભયતા, હિમ્મત અને મોતથી બેપરવાઇ વિગેરે અસાધારણ ગુણો કે જે એક નવયુવક બાળકમાં જોવામાં આવે છે તે પૂર્ણ હતા. અને ઘણા યુવકોમાં મ્હોટે ભાગે આવાજ ગુણ જોવામાં આવે છે તેનું શરીર હૃષ્ટપુષ્ટ કે પહેલવાન જેવું હોય કે ન હોય તે જોવાનું નથી.

કલકત્તાના કેટલાક નવયુવકો આવાજ હતા. જેમાનો લાંબી સારસના જેવી ડોકવાળો ખુદીરામ તેમજ અલીપુરની જેલમા માફીદાર નરેન્દ્ર ગુંસાઇનું ખૂન કરનારો રોગની જાળમાં ફસેલો, અતિશય દુર્બળ અને સુકલકડી શરીરવાળો સત્યેંદ્રનાથ બસુ અને રોગી દઢ મનવાળો, ઓછાબોલો કનૈયાલાલ દત્ત હતો. તો પછી કરતારસિંહ જેવો છોકરો આવી હિમ્મત કરે તેમાં આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી. દરેક વ્યક્તિને પરમાત્માએ શકિત તો સરખીજ આપી છે. પરન્તુ તેને સારા યા માઠા કામમા ખરચવી તે તેની પોતાની ઇચ્છાપરજ નિર્ભર છે.

## કર્તારસિંહની નિર્ભયતાનું એક ઉદાહરણ.

"લુધિયાનાની પોલિસ તેની તપાસ કરતી હતી. તેની શોધમાં લુધિયાનાથી બે ચાર માઇલને છેટે એક ગામમાં એક મકાનની તપાસ લઇ રહી હતી, કર્તારસિંહ સાયકલ ઉપર બેસી ત્યાંથી નીકળ્યો. રસ્તામાં તેને ખબર પડી કે પોલિસ તપાસ કરે છે જો ન્હાસી જતે તો પોલિસ તેનો પીછો પકડતે અને તે પકડાઇ જતે. સાયકલ લઇ તે પેલા મકાનપર ગયો. પાણીનો એક ગલાસ પી તે પાછો ચાલ્યો આવ્યો. કોર્ટમાં સબ ઇન્સપેક્ટરે તેને કહ્યુ, ' શાબાશ ! તુ તો ખુબ ચાલાક નીકળ્યો, અમને ગજબની થાપ મારી " અમલદારોની તેને લેશ પણ બ્હીક ન્હોતી લાગતી. પોલિસના જનરલ ઇન્સપેક્ટર મિસ્ટર ટોમકિન તેના પકડાયા

પછી સેવાને માટે ગયા તે અને હરમાનસિંહ તથા જગતસિંહ એકદા ટુકડીમાં એક સરદાર મિત્રને મળવા ગયા. સરદારે તેને ત્યાં બેસાડી પોલિસને બોલાવી લીધા. તે સરદારનું ત્યારબાદ ખૂન કરી નાખવામાં આવ્યું.

લાહોરના સ્ટેશનપર કર્તારસિંહ-હાથ પગમાં હાથકડી અને બેડીઓમાં જકડાયેલો હોવા છતાં બોલ્યો:—"મિસ્ટર ટામકીન કંઈક ખાવાનું તો લાવી આપો, ભૂખ લાગી છે."

જેલમાં પણ સુપ્રીન્ટેન્ડેન્ટને હિમ્મતથી બધી વાતો કહેતો હતો. સુપરિટેન્ડેન્ટ તેની ઉમર જોઇ આશ્ચર્ય પામી જતો હતો. અને ઘણા ધ્યાનપૂર્વક વાતો સાંભળ્યા કરતો હતો, ત્યારે તે કહેતો હતો કે:—" ફાંસી તો દઇ દેશો, હવે આરી જગ્યાએ શા માટે તકલીફ આપો છો."

એક દિવસ સંધ્યા સમયે અમને હુકમ થયો કે, પોતપોતાના કામળા વાસણો અને પાણીનાં માટલાઓ ઉપાડી બહાર નીકળો, અને અમારી સૌની કોટડીઓ બદલી નાંખવામાં આવી. પછીથી દરરોજ એવુંજ થવા લાગ્યું. કેટલાક દિવસ તો તેનું કારણ ન જણાયું. ધીમે ધીમે એનો પત્તો લાગ્યો કે કર્તારસિંહે નંબરદાર કેદીની સાથે સળીયા કાપી રાત્રે નાશી જવાનો પ્રયત્ન કર્યો હતો. તે વાત એમાંના એક કેદી નાખી અને કર્તારસિંહની કોટડીમાંથી દોરો તથા વાટેલો કાચ નીકળ્યો.

કેદી લોકો લોખંડના સળીયાને કાપવાની એવી રીત બતાવે છે કે કાચને બારિક વાટીને પાણીમાં પલાળી દોરા

એટલું જણાવવું જરૂરી છે કે "મી. પેટમૈને મ્હારા કેસમાં માત્ર સત્યથી નહિ પણ સહાનુભૂતિથી પુરૂં કામ લીધું. તેણે પંજાબ ગવર્નમેન્ટને ભલામણ કરી દીધી કે, મ્હારી વિરૂદ્ધ ચળવળનો આરોપ ખેંચી લેવો જોઇએ. પરન્તુ ગવર્નમેન્ટ તો ઓડાયર સાહેબની હતી. જવાબ મળ્યો કે "કાયદાને પોતાનો અમલ કરવા દ્યો." બાબત જુદી હતી લાલા રઘુનાથ સહાયે મ્હને બતાવ્યું કે ત્હમારે કશી આશા રાખવી નહિ. ત્હમને ફાંસી દેવાના માટે તો નવો કાયદો ઘડવામાં આવ્યો છે, અગર પૂરાવો જોવા જવો હતો તો આ કાયદાની શું જરૂર હતી.

## ફાંસીની કોટડી.

સપ્ટેમ્બર મહિનાની ૧૩ મી તારીખ ફેસલાના માટે નક્કી હતી. અમને સર્વને કહાડી ગોળ ચક્કરમાં લઇ ગયા. તે ઠેકાણે સૌ એક બીજાને ગળે લાગીને મળતા હતા. ખબર ન્હોતી કે શું થશે. કેટલાક ગાવાવાળા એ અતીવ ગીતો ગાવા માંડ્યાં. અત્યાર સુધી અમારા લોકોનું જીવન મોજથી વીતતું હતું, ત્હેનો હવે અંત થવાનો હતો. જેલ તેના-અવાજથી ગુંજી ઉઠી. એ સર્વ અસહ્ય હતું. એટલા માટે અમને સૌને વળી પાછા પોત પોતાની કોટડીઓમાં પૂરી દીધા. અને બબ્બે ત્રણ ત્રણ કરીને કોર્ટના રૂમમાં ફેસલો સાંભળવાને માટે લઇ જતા હતા. ત્રણ ચારની સિવાય બાકી

બધાને માટે બે રીતની સજા હતી. જેને ફાંસીની સજા સંભળવામાં આવતી હતી તેને એક સાંકડી ગલીના રસ્તા- માંથી પસાર કરી ફાંસી વાળી કોટડીઓમાં પૂરી દેવામાં આવતા હતા. જેને કાળાપાણીની સજા સંભળાવામાં આવતી હતી તેને બીજા આંગણામાં લઈ જતા હતા. ૨૪ માણસો ફાંસીની કોટડીમાં દાખલ થયા, જેમાંનો એક હું પણ હતો અમારી ઉપર જેલના સરકારી પહેરદારોને તુર્તજ પહેરાપર મૂકી દીધા, જેમાંના કેટલાક બહારની જેલોથી ખાસ નોકરીના માટે મંગાવવામાં આવ્યા હતા.

## ફાંસીની સજા

હુકમ સાંભળતાંજ કેટલાક આદમીયોએ અનેક પ્રકા- રના રિમાર્ક પોતાના ભાવોને પ્રકટ કરવા માટે કહ્યા. એક ભાઇને કાળાપાણીની સજા સંભળાવામાં આવી, હેણે કહ્યું, હું ફાંસી માગું છું. જવાબ મળ્યો, તેના માટે અપીલ કરો. કર્તારસિંહને ફાંસીનો હુકમ સંભળાવ્યો. હેણે કહ્યું "થેંક યુ" એક બીજાએ ફાંસીનો હુકમ સાંભળવાથી કહ્યું–"બસ એટલુંજ ?"

મ્હને જણાવ્યું કે ત્હમારા વિષયમાં મત ભેદ છે એનો મત ફાંસીનો છે, એકનો કાળાપાણીનો. ત્હમે અપીલ કરો હું મુંઝાણો તો ખરો, પરન્તુ મૌન ધારણ કરી લીધું.

આની પહેલાં અમે પોતાના પહેરણ અને પાયજામા અમર ધોતીયા પહેર્યા હતા. પહેલું કામ એ હતું કે અમને

ફાસીવાળાને ખાસ ડ્રેસ પહેરાવામાં આવ્યો. એક પહેરણ અને એક જાંગીયો, જેમાં નાડુ ન્હોતું. સુપરિન્ટેન્ડેન્ટે આવીને પૂછ્યું કે કોણ કોણ અપીલ કરવા માગે છે. કેટલાક માણસોએ અપીલ કરવાની સાફ ના પાડી દીધી, કેમકે તે દયાની ભીખ માગવા ન્હોતા ઇચ્છતા. કેટલાકે સાધારણ વાત સમજી અપીલ દાખલ કરાવી દીધી. મ્હને પણ મતભેદના લીધે અપીલ કરવાને માટે કહેવામાં આવ્યું હતું, પરન્તુ હમણા ત્રણજ દિવસ વીત્યા ગવર્નમેન્ટનો હુકમ આવી ગયો હતો કે તેનો મત બહુમતની સાથે છે.

## ફાંસીની કોટડીમાં નાતાદારો.

મ્હે મ્હારી સ્ત્રીને કાંઈ લખ્યો કે મ્હને આવીને મળી જાય, પરન્તુ કોઇ પ્રકારનું દુઃખ કે શોક પ્રકટ ન કરવો. બીજા લોકોના નાતાદારો પણ મળવા આવ્યા. મ્હારી સ્ત્રી અને પુત્રીઓ મળવા આવી. મ્હારૂં મન તેને જોઇ પ્રસન્ન થયું. મ્હારી સ્ત્રી એ કે ઉદાસ જેવી જણાતી હતી, પરન્તુ ધીરજમાં હતી. ત્યારબાદ ત્રીજે દિવસે ફરી પાછી મળવા આવી. હવે અમારી મુલાકાતનો ઢંગ બિલકુલ બદલાઇ ગયો. એ કોટડીથી નીકળવાનું અમારે માટે બિલકુલ બંધ હતું. કોટડીની બહાર ન્હાતું સરખું આંગણું હતું. એ આંગણાની સાથે એક દરવાજો હતો. દરવાજા પર એક જાળી લગાડી દેવામાં આવતી હતી. અમે કોટડીની અંદર પોતાની જાળીની પાછળ ઉભા રહેતા હતા. અમારી મુલા-

કાત સાયંકાળે થતી હતી. જેથી ચ્હેરો સારી રીતે નજર ન આવે. એક મુલાકાતમાં મ્હારી સાસુ ત્યાં આવ્યાં, તે મ્હને જોતાંજ હાથ લાંબા કરવા લાગ્યાં. મ્હેં ગુસ્સાથી કહ્યું શું કરો છો ! તે સાંભળતાંજ સજ્જડ થઇ ગયાં.

મ્હારી સ્ત્રીએ લાલા રઘુનાથ સહાયને તાર આપીને બહારથી બોલાવ્યા અને તેને સિમલા મોકલ્યા, કારણ કે તે મ્હારી તરફથી કાઉન્સિલના મેંબરોને મળીને અપીલ કરે. લાલા રઘુનાથ સહાય પંડિત માલવીયાજીને મળ્યા. અને કેસનો તમામ હેવાલ કહ્યો. કાઉન્સિલના બીજા મેંબરો પણ આ મુકદમાના ફેસલાથી ગુંચાયા હતા. કાયદાબાજ મુન્શી સૈયદઅલી ઇમામે પણ તેને પસંદ ન કર્યો અને એ પર લાંબો સમય સુધી વિચાર ચાલુ રહ્યો. આશરે બે મહિના ફેંસલામાં લાગી ગયા, એ સમયમાં જણાય છે કે પંજાબ સરકાર અને હિન્દી સરકાર વચ્ચે પત્ર વ્યવહાર થતો રહ્યો. સિવિલ મિલીટરીના કથનાનુસાર પંજાબ સરકાર એક હક રાખતી હતી કે સર્વને ફાંસી દઇ દેવા જરૂરી છે, કેમકે તે લોકલ હાલતને સારી રીતે જાણે છે. તેની પૉલિસી સાફ હતી કે માત્ર આવી રીતના ભયંકર ફેસલાથી નહિ પણ ઘણે ભાગે એવા મુકર્દમા લાગલાગટ ચાલુ રાખવાથી પંજાબ ડરતો રહેશે. અને પંજાબને ડરાવી દબાવી રાખવો એ સરકારના રક્ષણના માટે જરૂરી હતો. હિન્દી સરકાર આથી પૂર્ણ રીતે એક મત ન્હોતી. જો કે હિન્દી ગવર્નમેન્ટની બાબતોમાં ભેદ હોય છે ત્યા ગવર્નરની પ્રકૃતિજ પોલીસીને

બનાવે છે. જો ગવર્નર લોર્ડહાર્ડિંગ જેવો ગંભીર અને કોમળ દિલનો હોય તો ગવર્નમેન્ટની પોલિસી એક તરફી હોય છે અને જો ગવર્નર ઓડવાયર જેવો ખુંખાર અને નિર્દયી હોય તો સરકારની પોલિસી જૂદી હોય છે. અમારામાંના ઘણાને માટે બીજા વિશેષ દિવસો દુઃખ ભોગવવાના અને સંસારના તમાશા જોવાના હતા એથી લોર્ડહાર્ડિંગની કોમળ પ્રકૃતિ પરિણામ લાવી અને બે મહિના પછી ચોવીશમાંથી ૧૭ ની સજા ફાંસીના બદલે કાળાપાણીની ગઈ.

## ફાંસી મળવાવાળાનું જીવન કેવી રીતે વીતતું હતું?

આતો બાહ્ય સૃષ્ટિમાં થઇ રહ્યું હતું. અમને આ સમયે તેનું વિશેષ ભાન ન્હોતું. અમારા હૃદયોનું દશ્ય કંઇ ઔરજ હતું. જે લોકોએ ચમ્માની ધાડ પોતાના સ્વાર્થને વશ થઇ પડાવી હતી, તે લોકોને સજાનું ઘણું દુઃખ હતું. એમાંથી બે તો ફુસકે ફુસકે રડતા હતા બાકી સૌપર એ કહેવત આબાદ લાગુ પડતી હતી કે "ઘણાનું મોત એક મેળા જેવું હોય છે."

લોકો એ વાતનો અનુભવ નથી કરી શકતા. અને આશા છે કે મ્હારા લખવા પર વિશ્વાસ પણ ન લાવી કે, અમારી દશા ખરેખરી એવી મસ્ત હતી કે જેને કહી શકાય.

તન્મય બની જાય છે. જેમ શરીરનો નિયમ છે કે જ્યારે પીડા પોતાની ચર્મ સીમાપર પહોંચી જાય છે, ત્યારે મૂર્છા આવી જાય છે. એ પાગલપણાની અંદર દુઃખની માત્રા નષ્ટ થઇ જાય છે. કર્તારસિંહ સૌમાં વધારે આનંદી હતો, તે પોતાના આનંદ અને હાસ્યમાં બધાને ખુશ કરતો હતો. અને કહેતો હતો કે, હવે બસ જલ્દી ફાંસી થઇ જાય તો પાછો તુર્ત પેદા થઇ મ્હારૂં કામ નવેસરથી શરૂ કરૂં.

## ફાંસીનો દિવસ.

અમારી ધારણા હતી કે સાતમે દિવસે પ્રાતઃકાળે ફાંસી થઇ જશે. હુકમની પહેલાં અમને અમારા ખર્ચે દૂધ મળતું હતું. હુકમ સાંભળ્યા પછી અમને કેવળ જેલના ખરાબ ખોરાક પર સંતોષ માનવો પડયો. સુપરિટેન્ડેન્ટને અરજ કરીકે ફાંસી તો દેવા લાગ્યા છો, તો હવે થોડાક દિવસના માટે સારૂં કરી આપો! તેનો ઉત્તર કોરો અને લુખ્ખો મળતો કે એવોજ કાયદો છે. ભલા જ્યારે કાયદાની વાત આવી ત્યારે બોલાયજ કેમ ? કારણકે બહાદુર બ્રિટિશ રાજ્યનો પ્રકાશ અને મુકુટમણી કાયદોજ છે, અને તેવડેજ આખા દેશનો સુવ્યવસ્થિત કારભાર ચાલે છે. આ રાજ્યમાં મનુષ્યનો જન્મ કાયદે અને જીવન મર્ણ પણ કાયદે પછી આપણું બોલવું તો બે કાયદે !

ડૂબવાને માટે મ્હોટા તળાવો બનાવેલાં હશે. ઇંગ્લાંડની એક કંપનીએ તેને મ્હાત કરવાને માટે નવી સ્ટીમર બનાવી, જેણે એ મુસાફરી ચાર દિવસની અંદર સમાપ્ત કરવાની કોશીષ કરી, પરન્તુ એ પ્રતિજ્ઞા તેના ભાગ્યમાં ન્હોતી, અને તે રસ્તામાંજ રહી ગઇ. અમેરિકન વર્તમાન પત્રોમાં સ્ટીમરનું ચિત્ર છપાતું હતું, અને તેના ડૂબવાનાં વૃતાંતો પ્રગટ થતાં હતાં. સ્ટીમરમાં મ્હોટી કંપની "બેન્ડ" વાજું વગાડવા વાળાની હોય છે. કેપ્ટને તેને હુકમ દીધો કે તે પોતાનું વાજું લઇ ભજન ગાવાનો આરંભ કરે અને જ્યારે સ્ટીમર પ્રતિક્ષણે નીચે જઇ રહી હતી, તેમ તેઓ ઇંગ્રેજીમાં 'નિકટ અધિક નિકટ, ઓ મેરે પરમાત્મા તુમ્હારે" ગાતા અને વગાડતા હતા. એવી રીતે પાણી વધતું ગયું, સ્ટીમર નીચે જતી ગઇ અને તેનો શબ્દ આલોકથી પરલોકમાં સંભળાવા લાગ્યો.

જ્યારે મ્હેં એ ઘટના વાંચી હતી, ત્યારે મ્હારા હૃદયમાં એ લોકોનું સાહસ અને બલિદાન જોઇ આશ્ચર્ય થતું હતું એ અદ્વિતિય શરીર હશે કે જે મોતના મ્હોમાં આનંદનાં ગીતો ગાતા ગાતા જતા હશે. મ્હારી કોટડીમાં પડયાં પડયાં મ્હને અનેકવાર એ ઘટના યાદ આવી અને હું હવે સમજવા લાગ્યો કે એમાં વીરતાની કોઇ વાત નથી. પતિત થયેલા દુર્બલ મનવાળાઓને મૂકી પુરૂષોનાં હૃદયનો એવાં બન્યા છે કે મૃત્યુને પોતાના શિરપર આવેલું જોઇ તેનાથી સર્વથા નિર્ભય થઇ જાય છે એજ મદમાં તે

તન્મય બની જાય છે. જેમ શરીરનો નિયમ છે કે જ્યારે પીડા પોતાની ચર્મ સીમાપર પહોંચી જાય છે, ત્યારે મૂર્છા આવી જાય છે. એ પાગલપણાની અંદર દુઃખની માત્રા નષ્ટ થઇ જાય છે. કર્તારસિંહ સૌમાં વધારે આનંદી હતો, તે પોતાના આનંદ અને હાસ્યમાં બધાને ખુશ કરતો હતો. અને કહેતો હતો કે, હવે બસ જલ્દી ફાંસી થઇ જાય તો પાછો તુર્ત પેદા થઇ મ્હારૂં કામ નવેસરથી શરૂ કરૂં.

## ફાંસીનો દિવસ.

અમારી ધારણા હતી કે સાતમે દિવસે પ્રાતઃકાળે ફાંસી થઇ જશે. હુકમની પહેલાં અમને અમારા ઘરેથી દૂધ મળતું હતું. હુકમ સાંભળ્યા પછી અમને કેવળ જેલના ખરાબ ખોરાક પર સંતોષ માનવો પડયો. સુપરિટેન્ડેન્ટને અરજ કરીકે ફાંસી તો દેવા લાગ્યા છો, તો હવે ખોરાક દિવસના માટે સારું કરી આપો! તેનો ઉત્તર કોણ અને મુખ્ય મળતો કે એવોજ કાયદો છે. ભલા જ્યારે કાયદાની વાત આવી ત્યારે બોલાયજ કેમ ? કારણકે બહાદુર બ્રિટિશ રાજ્યનો પ્રકાશ અને મુકુટમણી કાયદોજ છે, અને તેવડેજ આખા દેશનો સુવ્યવસ્થિત કારભાર ચાલે છે. આ રાજ્યમાં મનુષ્યનો જન્મ કાયદે અને જીવન મર્ણ પણ કાયદે પછી આપણું બોલવું તો બે કાયદે!

સાતમી રાત્રે અમારા કેટલાક મોળતી રાત્રે હજીને ... ને પોતાના પાઠ કરવાનો આરંભ કરી .

_ભાગ_૨૫._

।

તે એ વાટ જોતા હતા કે હમણાં જેલનો ઓફિસર લઇ જવાને માટે આવશે. મ્હને તો મ્હારા ટાઇમેજ ઉંઘ હડી. હું હમેશાં વધારે ઉધ્મા કરતો. એ દિવસે હું જાગ્યો ત્યારે અમારા માણસોમાં આ વાતપર હાંસી થઇ રહી હતી. આવી રીતે બીજે દિવસે પણ થયું. પાછું અમારૂં જોશ ઉતરી ગયું અને અમે નિશ્ચિંત થઇ આનંદમાં મગ્ન થઇ ગયા

## મ્હને શું કષ્ટ હતું !

મ્હને મ્હારી તરફનું માત્ર એકજ કષ્ટ જણાતું હતું કે, સૂર્યનો તાપ આવતો ન્હોતો, અને જેમ જેમ શીતપ્રબળ થતી ગઇ તેમ તેમ મ્હારૂં મન તડકાને માટે તરફડતું રહ્યું. એ ઇચ્છાનો એટલો પ્રભાવ મ્હારા હૃદયપર પડ્યો કે હજુ સુધી મ્હારા માટે એ એક પ્રકારે રોગ થઇ ગયો છે કે તડકામાં લાંબીવાર સુધી બેસવાથી કંઇ પણ જીવ નથી ગભરાતો.

## એક આશા બીજી હતી.

સંસારની સાથે કશો પ્યાર ન્હોતો અને ન હતો જીવનનો સ્નેહ. પરન્તુ કેવળ એક વાત હતી કે જે હમણાં સંસારમાં કેટલોક સમય રહેવાનો લાલચ બતાવતી હતી તે એ કે આ "મહાયુદ્ધ"નો તમાશો જોવો હતો. મ્હને કેટલીએ વાર વિચાર આવ્યો કે કદાચિત આ જીવનનો પ્રેમ તો નહિ હૈ જે

એક તુચ્છ જેવો ભાવ ઉત્પન્ન કરી દે છે ! એક કથા મહાભારતના યુદ્ધના સંબંધની મ્હને આ સમ યપર શાન્તિ દેતી હતી. તે કથા એક ઋષિ બબ્રુવાહનની હતી, જેને ટેસુ મહારાજ ( કાકાબળીયા ) બનાવીને પૂજ- વામાં આવે છે. કથા મનોહર અને શિક્ષાપ્રદ છે અને મ્હારા હૃદયની અવસ્થાને તે સંપૂર્ણ અનુકૂળ હતી. જ્યારે મહાભા- રતનું યુદ્ધ થઇ રહ્યું હતું ત્યારે એક ઋષિ ધનુષ્ય બાણુ હાથમાં લઇ આવી રહ્યો હતો. કૃષ્ણને તેની ખબર પડતાં બ્રાહ્મણનો વેશ ધારણ કરી તે ઋષિને મળ્યા. અને પૂછ્યું કે આપ કયાં જાઓ છો ? તેણે ઉત્તર દીધો કે, યુદ્ધનો તમાસો જોવા. પાછો પ્રશ્ન કર્યો કે, ધનુષ્યબાણુ હાથમાં કેમ લીધાં છે ? ઋષિએ કહ્યું, યુધ્ધમાં જે પક્ષ હારશે તેની તરફથી યુદ્ધ કરવા કૃષ્ણે પૂછ્યું, આ ધનુષ્યબાણુમાં કેટલી શક્તિ છે ? ઋષિએ ધનુષ્યમાંથી એક બાણુ વૃક્ષ તરફ ચલાવ્યું. વૃક્ષનાં તમામ ગાત્રાં વીંધાઇ ગયાં. કૃષ્ણુ વિચારવા લાગ્યાકે આતો મ્હોટો બળવાન શત્રુ થશે, જ્યારે કૌરવ હારવા લાગશે ત્યારે જરૂર તેની સહમતા આ મૂર્તિ કરશે. કૃષ્ણે કહ્યું આપ આટલા જ્યારે બળવાન છો, ત્યારે દાન કરવાની કંઇ શક્તિ રાખો છો ? ઋષિ બોલ્યા માગો જે માગવું હોય તે. કૃષ્ણે કહ્યું, પહેલાં પ્રતિજ્ઞા લ્યો, જે હું માગું તે આપવું પ- ડશે અને ફરશો નહિ. જ્યારે વચન મળ્યું ત્યારે કૃષ્ણે કહ્યું આપનું મસ્તક કાપી આપો. તેણે જરા દુઃખ પ્રકટ કર્યું, ત્યારે કૃષ્ણ કહેવા લાગ્યા, શું મસ્તક આપવાની બ્હીક લાગે છે ?

જો હિમ્મત ન ચાલતી હોયતો વચન તોડી નાંખો. ઋષિએ કહ્યું એ વાત નથી, બ્હીક શું છે તે તો હું જાણતોએ નથી પણ મ્હને કેવળ યુદ્ધનો તમાસો જોવાનીજ ઇચ્છા હતી. આખરે નિર્ણય થયો કે મસ્તકને કાપી કોઇ એવા ઉંચા સ્થાનપર રાખવામા આવે કે જ્યાંથી યુદ્ધનું તમામ દૃશ્ય નિહાળી શકાય. ત્યારબાદ મસ્તકને જ્યાં માગનારાઓની ઇચ્છા હોય ત્યાં લઇ જાય.

જો એ ઇચ્છા એવા એક નિર્ભય ઋષિના હૃદયમાં કામ કરી રહી હતી તો મ્હારા અથવા મ્હારા સાથીઓના મનમાં એ ભાવ કશો, કાયરતા અથવા જીવનની સાથે કશા અનુચિત પ્રેમનું નિશાન ન્હોતો.

જ્યારે અમે જેલની અંદર પૂરાયેલા હતા, ત્યારે અમારી સામે કેટલાક અમારા મુકદમાના અથવા બીજા મુકદમાવાળા શખ્સો પણ કેદ હતા. એમાંના કોઇકતો એવા હિમ્મતવાન નીકળ્યા હતા કે જે આખુંથી નિર્ભય થઇ આયનો ગાતા ફાંસીપર ચ્હડી જતા હતા.

સૌને કહેતો હતો કે અગિયારમીના પીરની માનતા માનવાથી જાન બચે છે. પરિણામ એ આવે છે કે કેટલાકોને ફાસીની સજા બદલી જાય છે અને તે તેને કૃપા સમજે છે. અને જે મરી જાય છે તેતો પીરની વિરુદ્ધ કંઇ કહેવા નથી આવતા. છતા પણ એ કહેતો હતો કે પીર જાન બચાવી લે છે.

## શું મૃત્યુ ભયાનક છે ?

મ્હને લોકો મળવા આવતાં હતા. એમાના કેટલાક તો માત્ર નજરે જોવોજ બસ સમજતા હતા, કેમકે એ પણ એક મ્હોટો સંતોષ હોય છે, કે આપણે અમુક મનુષ્યને અંતિમ સમયે જોયો હતો, બીજા કેટલાક લોકો કંઇ કંઇ પ્રશ્નો પણ કરતા હતા.

મહાશય ખુશાલચંદ્ર એડિટર આર્ય ગેઝેટ, જ્યારે મને મળવા આવ્યા અને તેણે મને ફાંસીની કોટડીમાં જોયો ત્યારે પૂછ્યું કે મોત કેટલું ભયાનક છે ? મ્હે તેને જણાવ્યું કે એ એક વ્યર્થની ભ્રમજાળ છે કે મૃત્યુ ભયાનક વસ્તુ છે. પ્રત્યુતઃ તેના કરતા જૂદી રીતે તે એક અત્યંત મનોહર પદાર્થ છે, અને જ્યારે એ સર્વથા નિકટ આવે છે ત્યારે તો ઘણુંજ મધુર જણાય છે, પણ તે કોના માટે કે જે મનુષ્ય તેના માટે પહેલાંથી તૈયાર થઇ ગયો હોય

## ઝાંસીની કોટડીમાં આર્ય સમાજની ચર્ચા.

અર્જુનદેવ પણ ભાગે મ્હારી ઓરી સાથે આવ્યા. કરતા હતા. તેની સાથે એકવાર મહાશય કૃષ્ણ પણ આવ્યા તેણે મ્હને "આર્યસમાજ" ના વિષયમાં પ્રશ્ન કર્યો. મ્હારો મત હતો કે આર્ય સમાજનું મિશન સંસારના માટે તો એકજ છે કે મનુષ્ય માત્રના માટે અસત્યનો નાશ કરીને સત્યનો પ્રકાશ કરે. પરન્તુ તેની પહેલાં અથવા તેની સાથે એ જાતિની અંદર આત્મિક બળદ્વારા જીવન ઉત્પન્ન કરે કે, જેણે અત્યાર સુધી વૈદિક ધર્મનું રક્ષણ કર્યું છે. હિન્દુ મુસલમાનોની પોલિટિકલ એકયતાનો પ્રશ્ન પણ ત્યારેજ ચર્ચાશે, જો હિન્દુ જાતિની અંદર શક્તિ હશે. મર્યું પામેલા સાથે કોઇ મેળાપ નથી કરતું, અને પોતાના અસ્તિત્વનો નાશ કરીને મેળાપ કરવો કામનો પણ નથી. કેવળ આર્યસમાજ હિન્દુજાતિમાં જીવન રેડી શકે છે. એ કેવી રીતે કામ થાય? મ્હારો વિચાર હતો કે આર્યસમાજનું કામ એક મહાન્ વિધિથી થયું છે. હવે તેનો પ્રચાર દૂર દૂરના અને વિશેષ પ્રાન્તોમાં ગંભીરરૂપે થવો જોઇએ. કોઇ વિશેષ જીલ્લા, તાલુકા અથવા ગામો તમામને આર્યસમાજી બનાવવાં જોઇએ. અમીર અબ્દુલ રહેમાને કાફરિસ્તાનની સુંદર હિન્દુ સંતતિને મુસલમાન બનાવવાનો એ ઉપાય કહાડ્યો કે સર્વ ગમોમાંથી વધારેમાં વધારે મનુષ્યોને કાબુલમાં લઇ જઇ તેને મુલ્લાં (મુનસી) નું કામ શિખવાડ્યું. આગળ જતાં તેણે બધાને મુસલમાન બનાવ્યા. મને શું કંઇ મૃત્યુનો ડર

હતો ? મ્હે કહ્યું કે પુરાણમાં એક ઋષિની કથા છે કે, જેને કંઇક અપરાધથી- વૈકુંઠમાંથી કહાડી મુકયો અને મૃત્યુલોકમાં એક સો જન્મ શુકરીનો દેહ ભોગવવાનો દંડ થયો. તે શુકરી બન્યો અને તેણે ઝાડમાં માળો બાંધ્યો. બચ્ચાં જણ્યા, કાચોકુચો ખાઇને પ્રેમમાં લીન બની ગયાં. એટલામાં સમય પૂરો થયો. ઉપરથી વિમાન લેવાને માટે આવ્યું. શુકરી રડવા કુટવા લાગી "મ્હને ગોડો સમય વિશેષ જીવિત રહેવા દયો, મ્હારા બચ્યાં ન્હાના છે, એ શું કરશે ? મ્હારા માળાનું શું થશે ? રોતીકકળતી તેને પકડી લીધી. વિમાનમાં બેસતાંજ તેના નેત્રોમાં તમામ દશ્ય બદલાઇ ગયું. વચ્ચે એક પડદો પડયો હતો, તે ખસી ગયો. ઋષિ હવે શું કહેતો હશે ? તેની સ્થિતિ ક્ષણભર પહેલાં કેવી હતી ? અને હવે કેવી થઇ ગઇ ? સંસારને હું પડદો હઠાવી બીજી દષ્ટિથી જોતો હતો. બાલ્યાવસ્થામાંજ મ્હેં જીવનનો ફેંસલો કરી લીધો હતો કે આને સમાજની સેવામાંજ વ્યતિત કરીશ. મૃત્યુના વિષયમાં મ્હારી સદૈવ ઇચ્છા એવી હતીકે રોગી થઇ પથારીપર તો મરવું નથી. પરમાત્મા ધન્ય છે, હું મ્હારી શુધ બુધમાં ખુલ્લી આંખે મૃત્યુનું આનંદ ભર્યું સ્વાગત કરવાને માટે તૈયાર છું.

## • કાળું પાણી.

જે દિવસે સજા ફરમાવી તે દિવસે કદાચિત્ નવેમ્બર પંદરમી હતી. અને અમને એક કરી સત્તર

કહાડી બીજા વૉર્ડમાં લઈ ગયા. અમારામાંના સાત ત્યાંજ રહી ગયા જેમાં કર્તારસિંહ અને પિંગલે મરાઠા બાહ્મણ પણ હતો. તેમાં બીજા બે વિર પુરૂષ જગતસિંહ અને હરનામસિંહ પણ હતા. જગતસિંહ કેનેડામાં કોઈ મોઠા પોલિસ અમલદારનું ખુન કરીને આવ્યો હતો. હરનામસિંહ ઘણે ભાગે દરેકે દરેક ધાડોમાં સામેલ હતો. પરન્તુ એટલો ચાલાક અને બુદ્ધિમાન હતો કે કોઇ તેના ગામનો પત્તો જાણતું નહોતું. તે પોતાના ગામમાં ચાલ્યો ગયો, અને સાધારણ જાટોના વેશમાં રહેતો હતો. પોલિસે કેટલાએ હરનામસિંહો પકડયા અને છોડી દીધા, આખરે હોંગકોંગની પોલિસ મારફત તેના ગામનો પત્તો મેળવીને પછી તેને પકડી લેવામાં આવ્યો.

## ફાંસીના માંચડાપર પ્રાર્થના.

બીજા દિવસે સ્હવારે એઓને ફાંસી દેવાની હતી. પરન્તુ તેનું દિલ ખુશ રાખવાને માટે તેને કહ્યું કે અપીલ કરો. કર્તારસિંહે પહેલાં પણ કદી અપીલ કરી નહોતી, અને આ વખતે પણ તેમ કરવાની સાફ ના પાડી દીધી. બીજા દિવસે સ્હવારના પ્હોરમાં તેને ગળએની હાર કરી ફાંસીના સ્થાનપર લઈ ગયા. અમને ખબર મળી કે ફાંસી દેવાના સમયે પિંગલેએ કહ્યું કે અમને પરમેશ્વરની પ્રાર્થના કરવાની રજા મળવી જોઇએ. તેઓ હાથકડી ખોલી નાખવામાં આવી તેણે પ્રાર્થના કરી:—

" હે પરમાત્મન્! ત્હમે અમારા હૃદયોને જાણો છો. જે પવિત્ર કાર્યના માટે અમે જીવન સમર્પણ કરીએ છીએ, તેનું ત્હમે રક્ષણ કરો, એજ અમારી અંતિમ ઇચ્છા છે."

ત્યારબાદ આનંદથી દોરી ગળામાં નાંખી અંતિમશ્વાસ લેવાને માટે તૈયાર થઇ ગયો. પાટીયું પગ નીચેથી સરીગયું. બીજી ક્ષણે લાશો લટકવા લાગી.

## શહીદોની યાદમાં.

અમને સંભળાવામાં આવ્યું કે તમારે જન્મપર્યંત કાળા પાણી જવું પડશે. અમને દુઃખ એટલુંજ હતું કે, અમારા કેટલાક સોબતીઓ કેમ જુદા થઇ ગયા. અમારામાં જે કવિ હતા એ જ્યારે તેના સોબતીઓની લાશો લટકી રહી હતી તે સમયે તેની યાદ અને સ્તુતિમા ગઝલો બનાવતા હતા.

જે લોકોની પ્રકૃતિ ક્રાન્તિશીલ હોય છે તે લોકોને ઘણે ભાગે કવિતા બનાવવાનો પ્રેમ હોય છે. ઇતિહાસમાં ઘણે ભાગે જોવામા આવે છે કે ક્રાન્તિના સમયમાં કવિતા દિલસુફીના રૂપમાં આવી પ્રકટ થાય છે. અમારા કેટલાક સોબતી ઉર્દૂ અને પંજાબીના અદ્‌ભુત કવિ હતા. મ્હને ગઝલોનો બહુ શોક નથી અથવા ન હું એ સમયે યાદ કરી શકતો હતો. પરન્તુ એમાંની એકની કેટલીક કડીઓ મ્હને કેટલીક વાર યાદ આવી જાય છે, તેને નમુના રૂપે અહીં રાખુ કરી છે.

યહી પાઓગે મહશરમેં જબાં મેરી બયાં મેરા,
મૈં બંદા હિન્દ વાલોંકા હું હૈ હિન્દોસ્તાં મેરા.
મૈં હિન્દી, ઠેઠ હિન્દી, ખુન હિન્દી, જાત હિન્દી હું,
યહી મજહબ, યહી ફીર્કા, યહી હૈ ખાનદાં મેરા.
મે ઇસ ઉજડે હુએ ભારત કે ખંડહરકા ઈક રાઝ હું,
યહી બસ ઇક પતા મેરા યહી નામો નિશાં મેરા.
કદમ લું માદરે ભારત તેરે મૈ બેઠ તે ઉઠતે,
કહાં કિસ્મત મેરી એસી નસીબા યહ કહાં મેરા.
તેરી ખિદમત મેં અય ભારત યહ સરજાયે યહજાં જાયે
તો મૈ સમજુંગા યહ મરના હયાતે જાવદાં મેરા.

## કાળા પાણીની તરફે.

૭ સાત દિવસ પાછા વિતી ગયા. એક દિવસ અમારૂં વજન કરવામાં આવ્યું. અમને લોકોને ખાત્રી થઇ ગઇ કે બસ આજ કાળા પાણીની તૈયારી છે. પરન્તુ જેલવાળાને પોતાની દરેક વાતો ગુપ્ત રાખવાની ઘણી ચિન્તા રહે છે. થોડી વાર પછી એક કલાર્ક આવ્યો, અને સૌને કહેવા લાગ્યો કે ત્હમારામાંથી કોઇ પત્ર લખવા માગતો હો તો પોતાના ઘરવાળાને મુલાકાતના માટે લખી નાખો, કેમકે પછી ત્હમે જલદી ચાલ્યા જશો. એ કેવળ એક છેતરપીંડી હતી, જેથી અમને ખાત્રી થાય કે હમણાં બે ચાર દિવસ હજુ અમે અહીંયા છીએ એજ રહાજે કાળાપાણીના ખાસ

ધારીદાર કપડાં પહેરણ, ધોતીયું અને બબ્બે કામળો અમને આપવામાં આવ્યાં. અમારા પગમાં નજબુત લોખંડની બેડીઓ નાખી દેવામાં આવી અને બબ્બે આદમીને સાથે હાથકડી પહેરાવી, જેથી એક હાથ ખાલી રહી શકે.

એક ગાડી આવી, અને અમને તેમાં બેસાડી દેવામા આવ્યાં. બધી તરફ આગળ પાછળ પોલિસ રાખી હતી. છાવણીના સ્ટેશન પર એક ડબ્બો ઉભો હતો, તેના બે ખાનામાં પોલિસની સાથે અમને દાખલ કરી દીધા. ડબ્બો ટ્રેનની સાથે જોડી દીધો. રેલ્વેએ રાતની રાતમાં આખા પંજાબને ઓળંગી દીધો, અને અમે પંજાબની ભૂમિને જતી વખતે અન્તિમ સમય દિલ ભરીને જોઇ પણ ન શકયા. પણ છેલ્લે દમભરીને એટલું કહેવાયું:—

દરોં દિવારપેં હશ્રસે નજર કરતેં હૈ
ખુશ રહો એહલે વતન હમનો સફર-કરતેં હૈ.

અમારા આદમીયોમા એક વિશેષતા હતી. જેલમથી ગાતા ગાતા નીકળ્યા, રસ્તામાં ગાતા ગાતા ગયાં. સ્ટેશન પર લોકો જોઇને અજાયબ થતા હતા. બે મીનીટ આપન સાંજળ્યા પછી તેને ખ્યાલ આવતો હતો કે આ કોણુ છે અને કોઇ નહિને કોઇ બોલી બતાવી દેતો હતો. પોલિસ સાધારણ મુસાફરોને પાસે આવવા દેતા નહોતી. લોકો થોડીવાર ઉભા રહી જોઇ રહેતા હતા. જ્યાં ટ્રેન ઉભી રહેની હતી, ઘણે ભાગે ત્યાં એજ દેખાવ

## કલકત્તા જેલમાં.

રસ્તાના દુઃખોની વાતને શું કહેવી, બબ્બે આદમી એકઠા કરી હાથ બાંધેલા, ઉઠીને જાયતો બન્ને, પેશાબના માટે જવું હોય તો બન્ને જાય. એક ઉભો જોતો રહે. જાજરૂ જવું હોય તો પણ એમજ. સુવાને માટે તો કોઈ જગ્યા જ ન્હોતી, અથવા ન આજ્ઞા થઇ શકતી હતી. એ પ્રકારે ત્રણ દિવસ રાત્રિ વીતી ગયા. અમે કલકત્તા સ્ટેશને પહોંચ્યા. કલકત્તા જેલ અગર પોલિસને કશી વિશેષ સૂચના મળી ન્હોતી. અને અમારી દેખરેખનો કશો વધારે બંદોબસ્ત ન્હોતો. બિહારના એક સ્ટેશનેથી જે પોલિસસીપાહી અમારી સાથે થયા હતા, તેજ ભાડાની ગાડીઓમાં પ્રેસિડેન્સી જેલમાં લઇ ગયા. પહોંચતા પહોંચતા લગભગ અર્ધી રાત્રિ થઇ ગઇ. જેલવાળાએ સાધારણ રીતે ગણી અમને અંદર દાખલ કરી દીધા અને કાળાપાણી જવાવાળા કેદીઓના વોર્ડમાં અમને પૂરી દીધા. બેડીઓ પગમાં, હાથકડીઓ હાથમા, માથાપર કામળા, કપડા અને સાદડી. એક બિસ્તરાનો બોજો ઉઠાવી હાથમાં બે લોઢાનાં વાસણો લઇ અમે વોર્ડમાં દાખલ થયા અને પોતપોતાના બિસ્તરા પાથરી સુઇ ગયા.

મનુષ્ય છે, જે કંઇ શિરપર આવે છે, તે આવી વેઠી જાય છે. હાથ પગ બાંધેલા હોવા છતાં પણ ઉઠાવવા પડે છે. એ સમયે પ્રતિત થતું હતું કે અમારા નવા પ્રાપ્ત કરેલ જીવનના વાસ્તવિક કષ્ટનો હવે આરંભ થયો છે. હું તે

સમજતો હતો સ્વર્ગની તરફ જતા સીડી પરથી પકડી અમને પાડી નાખવામા આવ્યાં છે, અને અમે નર્કદ્વારમા પ્રવેશ કરવાને માટે ઉભા હતા.

અમારા તે શોભતી જેને સાયકાળે લાહોર જેલમાંથી કહાડી પજાબની જૂદી જૂદી જેલોમા મોકલી દેવામા આવ્યા હતા. એમાથી કેવળ ત્રણ અને છ મિયામીર રસાલાની કોર્ટ માર્શલ ફેસલાના આદમી અમારી પહેલા સ્ટીમરમા કલકતાથી રવાના થઈ ચુકયા હતા, બાકી બધા હજુ સુધી પોત પોતાના જેલોમા પડયા હતા અહી આવતા અમને ખબર પડી કે કલ્કતાથી સ્ટીમર એક વર્ષમા નવ વખત કાળા પાણી તરફ કેદી લઇને જાય છે પાચ સપ્તાહ સુધી ઉત્તરિય ભારતની જેલોમાંથી કાળા પાણી જવાવાળા કેદી એકઠા થતા રહે છે. એ સ્ટીમરનું નામ મહારાજા છે. અને તે વારે વારે મદ્રાસ અને રગુન જાય છે અમને કલકતા જેલમા પદર દિવસ રાહ જોવી પડી હતી. બીજે દિવસે જ્યારે સુપરિટેન્ડેન્ટ આવ્યો, તેણે અમને જોયા અને મુકદમાનો હેવાલ સાભળતાજ હુકમ આપી દીધો કે બીજા કેદીઓથી જૂદા કરીને એકદમ એકાત કોટડીમા દિવસ રાત્રિ કેદ કરી દેવા અને તે દરેકણે ગોરા વૉર્ડર મુકી અમારી દેખરેખનો વિશેષ બદોબસ્ત કરી દીધો

## મહારાજા સ્ટીમરપર.

સ્ટીમર આવી ગઇ. છ દિવસ ત્યા રોકાઇ. સધ્યાકાળે દરેક જાવાવાળા કેદી કે જેની સખ્યા સો ઉપર હતી

તેમાં ત્રણ ચાર સ્ત્રીઓ પણ હતી એ સૌને જેલની બહાર કઢાડયાં અને બે ત્રણ માઇલ પગે ચાલી સ્ટીમરમાં દાખલ કર્યા સર્વને સ્ટીમરની નીચે ત્રીજા વર્ગમાં પૂરી દીધા. અમારા માટે ત્યાં પણ વિશેષ સ્થાન ન્હોતું, જોકે બીજા કેદી ઉપર જઇ શકતા હતા, પરન્તુ અમને ઉપર જવાની એ મનાઇજ હતી.

ત્યાંથી આન્ડામાન ત્રણ દિવસનો રસ્તો છે. માર્ગમા અમને ત્રણે દિવસ સેકેલા ચણા અને કંઇક ખાંડ જેવું ખાવાને મળતું હતું. અમને એક સુખ હતું કે અમે સૌ એકઠા એક ઠેકાણે હતા. મનુષ્ય સર્વથા એક સામાજીક પ્રાણી છે. જો તેની સાથે સોસાયટી હોયતો ભલે ગમે તેવી વિપત્તિ કેમ નથી આવતી, પરંતુ તે બધી અરસ પરસના સહવાસથી ભૂલી જવાય છે ભારીમાં ભારી દુઃખના સમયમાં પણ પોતાના સોબતી ભાઇઓને મળતાં સૌ દુઃખો નષ્ટ થઇ ઉલટો આનંદ થાય છે જેલની અંદર સર્વથા મ્હોટો દંડ એક-તમા રાખવાનો છે, જેથી તેની સાથે કોઇ બીજું મળી શકે નહિ. પોલિસ પણ મનુષ્યના આદોષથી લાભ ઉઠાવે છે જે લોકોને એવું કામ કરવું હોય કે જેમાં જોખમ હોય તેના માટે આવશ્યક છે કે પહેલાં કેટલોક સમય એકાંતમાં રહી એક પ્રકારનું તપ કરે; ધાર્મિક કામ કરવા ળાને માટે તો તે ખાસ જરૂરી છે કે પહેલાં કેટલાક વર્ષ એકાંતમા ગુજારે, એથી શરીર અને આત્મામાં વિશેષ બળ ઉત્પન્ન થાય છે

ચોથે દિવસે, સ્ટીમરના છિદ્રોવાટે જોવાથી જણાતું હતું કે હવે અમે આન્ડામાનના જંગલોની પાસેથી પસાર થઇ રહ્યા છીએ. થોડીવારમાં અમે પાસે જઈ પહોંચ્યા અને છત પર જઇ સમુદ્રમાંથી જોયું કે કિનારાપર એક પહાડી છે. એ પહાડીપર એક મ્હોટો કિલ્લો બાંધ્યો છે. પોલિસવાળાએ બતાવ્યું કે એજ સિલવર જેલ છે જ્યાં અમારે જવું પડશે.

## આન્ડામનની ભૂમિપર.

અમારી સ્ટીમર ઉભી રહી ડૅાકટર આવ્યો તે જોઇને ચાલ્યો ગયો. પછી ખાસ પોલિસ આવી અમને સૌથી પહેલાં ઉતાર્યા અને લાઇન બંધ થઇ ઉપર ચાલ્યા. તે બિસ્તરા અમારા માથા પર વાસણો હાથમાં અને પહાડ પર અમે ચડતા હતા. કેદી અને બીજા લોકો અમને જોતા હતા. અંદરો અંદર કાનમાં કાનમાં વાતો કરતા હતા. પણ અમારી સાથે કોઇ વાત કરી શકતો ન્હોતો. ટોંચપર પહોંચતાંજ જેલનું ફાટક ખુલી ગયું. પોલિસે અમને ફાટકની અંદર દાખલ કર્યા. એક મોટા જાડો લાલ ગોરો ખમીસ પહેરીને બહાર નીકળ્યો. સાંને તેના ચાર્જમાં દઇ દીધા અને પોલિસ વિદાય થઇ. અમે જેલમાં દાખલ થયા અને એ મોટા આયરિશ ગોરાને ઘને પડ્યા.

## આન્ડામનમાં કેવા લોકો રહે છે ?

આન્ડામનમાં આશરે પચાશેક નાના મોટા ટાપુઓ છે પૈકી બ્લેયર નામનો સત્તંગી મ્હોટો દ્વીપ છે. બધાથી મ્હોટાં

મ્હોટાં મોટાં જંગલો છે. તે જંગલોમાં " આન્ડામાનીઝ "
જંગલી લોકોની વસ્તી છે અને તે તદ્દન નગ્ન રહે છે. સાયન્સ
ના વિદ્વાનોનો મત છે કે જાવા અને આન્ડામનના જંગલી
લોકો મનુષ્યની સૌથી પહેલી સંતતિ છે કે જે સંસારમાં
ઉત્પન્ન થઇ. ગમે તો પહેલી હતી યા તો નહિ, પણ એટલું
તો અવશ્ય છે કે મનુષ્ય અને પશુની મધ્યની એક પેઢી
જેવું છે. જેમ જેમ જંગલ કાપી જઇએ છીએ તેમ તેમ
એ લોકો આગળ નાઠા જાય છે. પહેલવહેલા એ લોકોએ
ઇંગ્રેજોને નવાં આવેલાં જોઇ તેને પોતાના દુશ્મનો સમજ્યા
અને ઇંગ્રેજ યા દેશીને જોતા હતા કે તુર્ત જ તેને બાણથી
વીંધી નાખતા હતા. તેનો બાણ ચલાવ્યા નો અભ્યાસ
આશ્ચર્યજનક છે. તેનું લક્ષ્ય કદી ચુકતું નથી. સ્ત્રી છોક
રાંઓને પણ બાણ ચલાવતાં આવડે છે. ભાલાથી માછલી
પકડી લે છે. બાણથી સુઅર વિગેરેને મારી ખાઇ લે છે.
સમુદ્રમાં આંખો ખુલ્લી રાખી તરી શકે છે. કોઇ વખત સ
મુદ્રમાં દેકો, એ આની રુધી પણ જતાં જતાં કદાડી લે
છે. એ લોકો દેશી વસ્તીની પાસે કદાચિત જ આવે છે.

એ સિવાય પોર્ટ બ્લેયરમાં પણ લોકો જીવામાં પણ
આવે છે, તે તો બધી કેદીઓની સંપત્તિ છે. અઢારમી
સદીની આખરે આ દ્વીપનો પત્તો લાગ્યો. અહીંના હવા
પાણી એવાં ખરાબ હતા કે મનુષ્યનું જીવિત રહેવું એ
અસંભવ જેવું હતું.

આ દ્વીપ ઘણોજ ગરમ છે. પરન્તુ સમુદ્રની અંદર હોવાથી અને લાગલાગટ સાત આઠ માસ વર્ષાદ પડવાથી રહેવા લાયક છે. હર વર્ષ જંગલનાં વૃક્ષો કાપવાથી વૃષ્ટિ બરાબર ઓછી થતી જાય છે. ઉષ્ણુ હવા પાણીના રોગો ન્યુમોનિયા, મેલેરિયા, રાજ્યક્ષતિ અને બીજા તાવો ઘણા જ છે.

પહેલવહેલાં કેટલાક કેદીને ત્યાં લઇ જવામાં આવ્યા, તે બધાએ મર્ણ પામ્યા, પરન્તુ બળવાના પછી ઘણાક કેદી પાછા ત્યાં રાખવામાં આવ્યા. કેટલાક મરણ પામ્યા અને કેટલાક બચ્યા. આ સમયે પણ દર વર્ષે હજારે પંત્રીશ મર્ણ પામે છે. દેશનાં જેલોમાં હજાર પાછળ કેવળ અઢાર છે અને તેમાં અહીં ઘણા મજબુત અને ચાલીશ વર્ષથી ઓછી વયના વીણી વીણીને મોકલવામાં આવે છે.

જંગલ કાપી વસ્તી બનાવવામાં આવી. એ સમયથી તેને કેદીઓની વસ્તી બનાવી દેવામાં આવ્યો. કેટલાક લોકોને પહેલાં કંઇક મહીનો આપી ખુલ્લા મુકી દેવામાં આવતા હતા. થોડા સમય પછી તે લગ્ન પણ કરી લેતા હતા. એ લોકોની સંતતિ આઠ દશ હજારની આબાદીમાં ત્યાં જોવામાં આવે છે. ક્રમે ક્રમે તેની પાસે સરકારી કામ કરાવાનું બંધ કરવામાં આવ્યું અને પછી ત્યાં તેના ગાઢે સજા દેવા માટે જેલ બનાવવામાં આવી. આશરે પચ્ચીશ વર્ષ ઉપર જેલ બનાવી છે જેને સિલ્વર જેલ

તે. એ ત્રણ માળનું પાકું મકાન છે. વચ્ચમાં ગોળાકાર છે. ગોળાઇની ફરતા સાત વૉર્ડ છે. તેમા પ્રત્યેકની અંદર એકાંત કોટડીઓની લાઇન છે, તેની પ્રત્યેક લાઇનમાં ચાલીશ પચ્ચાશના આશરે સૈલ ( પુરવાની જગ્યા ) છે.

પહેલાં આવવા વાળા કેદીઓને છ માસ અથવા એક વર્ષ ભર અહી રાખવામાં આવે છે. પછી બહાર જૂદા જૂદા ડિપોમાં મોકલી દેવામાં આવે,છે, કે જ્યાં તે સરકારી કામ કરે છે અને રાત્રે આઠ વાગે વૉર્ડમાં હાજર થઈ જાય છે. કેટલાક વર્ષ પછી હેને સ્વતંત્રતાની ટિકીટ પણ મળી જાય છે પણ જો તેનું વર્તન સારૂં હોય તો. પણ તેવું રહેવું એ ઘણું જ કઠિન કામ છે. જ્યારે પાછો કોઇ લડાઇ ટંટો અગર ચોરીનો વધારે ગુન્હો કરે છે તો નિયમપૂર્વક કોર્ટ-માં કેશ ચલાવી તેને વિશેષ નિયમાનુસાર જેલની સજા કરવામાં આવે છે.

## જેલનો પરમેશ્વર.

આવી રીતની જેલ હતી, જેમાં આ જીવન રાખવા-નું હતું. તેનો ઈન્ચાર્જ તે મ્હોટો ગોરો હતો કે જે આ જેલની શરૂઆતથીજ તેના ચાર્જમાં રહ્યો હતો. તેનું નામ “ બારી ” સાહેબ હતું. આ આદમી નમૂનેદાર જેલર હતો. તેણે પોતાનું અધિકાંશ જીવન ભારત વર્ષના સર્વથી મોટા-માં મોટા બદમાંસ કેદીઓની સાથે ગાળ્યું હતું. તેને એની બદમાંસીએ.નો એટલો અધિક અનુભવ થઇ ગયો હતો કે તેના માસ્તિષ્કમાં કોઇ માનવીય ગુણનું સ્થાનજ રહ્યું ન્હોતું.

તે કેદિયો સિવાય કોઇ બીજા દેશી મનુષ્ય અથવા ઇંગ્રેજને હળતો મળતો ન્હોતો. ન તે કોઇની પાસે જવું આવવું પસંદ કરતો હતો, અને ન કોઇ મનુષ્ય તેની સોસાયટી પસંદ કરતો હતો. ખાસ કેદી "પેટી અરૂસર" ટંડેલ અને જમાદાર તેની એટલી ખુશામત કરતા હતા કે તે પોતે પોતાને બસ પ્રભુ જ સમજતો હતો. અને કહ્યા કરતો હતો કે આ જેલનો પરમેશ્વર છું. ૨૫ વર્ષથી વધારે દિન રાત કેદીયોમાં રહેવાથી તેનો ભાવ સર્વથા તેના જેવો જ થઇ ગયો હતો. આખો દિવસ તેની સાથે વાતો કરતો, બેશરમી મશ્કરીઓ કરી, એક બીજાની વિરૂદ્ધ વાતો સાંભળ્યા કરતો હતો. તે ચતુરાઇ એમાંજ સમજતો હતો કે દર વખત એક બીજાની વિરૂદ્ધ બાતમીઓમાં રોકી રાખવા. ખટપટોમાં તેને સ્વાદ આવતો હતો. તે ચ્હાતો હતો કે બધાને કોઇ નહિ ને કોઇ રીતની છેડછાડમાં લગાડી રાખ્યા સિવાય એનું જીવન કડવું થઇ જતું હતું. કદાચિત તે એ સમજતો હતો કે ત્યાંના કેદી ભૂતની જેવા છે, જો કોઇ નહિને કોઇ છેડછાડમાં નહિ મચ્યા રહે તો તેનેજ ખાવા દોડશે. અમારા પક્ષની અંદર દાખલ થવાથી પહેલાં તો કંઇક મામલો મચ્યો, તેનો વિચાર કંઇ છેડછાડનો હતો, દુર્ભાગ્યે તેણે વેદ્દર અને પેગી ઓદિસિંગને અભાગી પછાત બાતમીઓમાં મૂકી દીધા કે "એ શું કરીએ છીએ ? અમારા ...

હું જેલની શક્તિને ધન્ય સમજું છું જેણે એકવાર પાછો આ સ્થિતિનો અનુભવ કરાવી દીધો.

## અમારો દૈનિક કાર્યક્રમ.

કંઇક દિવસ ઉગવાની પહેલાં જગાડવાનો ઘંટ વાગતો હતો. હું એ સમયે ઉઠીને કુંડાની અંદર શૌચ કરી વ્યાયામ કરવાનો આરંભ કરી દેતો હતો. એકજ ન્હાના કુંડામાં પહેલા પેશાબ કરવો અને પછી જાજરૂ કરવાનો કેટલાક કાળની અભ્યાસ કરવા પછીથીજ થઇ શકે છે, અને તેમાં પાછી કોટડી પણ ખરાબ નથાય, કેમકે એમાંતો રહેવાનું છે. પ્રત્યેક વોર્ડમાં જાજરૂ પણ હતા, પરન્તુ સ્હવારે થોડો વ્યાયામ કરવાને યોગ્ય થવાને માટે એ જરૂરી હતું કે અંદરના ભાગને પહેલાં સાફ કરીલેવો જોઇએ.

પાછો ઠડીલ અફસર આવી ગયો અને બેચાર મિનીટ અંદર પોત પોતાની લાઇનનાં તાળાં ખોલી દીધા. બધા કેદી નીકળીને લાઇનમાં બબ્બે થઇને બેસી ગયા. પ્રત્યેક લાઇનની ગણત્રી થઇ જેલરને રિપોર્ટ કરી દીધો કે તમામ પૂરા છે. બીજો ઘંટો વાગ્યો બધા નીચે ઉતરવા શરૂ થયા. નીચે ફરી લાઇનમાં બેસારી ગણત્રી થઇ અને જાજરૂ જવા તથા હાથ મ્હો ધોવાની રજા મળી. કેટલીક મીનીટો થઇ ત્યાં પે કાર પડયો " લાઇનમાં બેસો, " " કાંજી આવી " કાંજી પાતળા ઉકાળેલા ચોખાને કહે છે. તેનો અકેક બધાને મળી ગયો અને તે તુર્તજ પી લીધો. પેશ-

પોતાની મજુરીના માટે તૈયાર થઇ જાઓ ' પહેરેલો જાંગીયો ઉતારી ન્હાનો જાંગીયો પહેરી લીધો અને અમને પણ છિલટાં ભાંગવાની મજુરીપર લગાડી દેવામાં આવ્યા. આંગણામાં એક ઠેકાણે લાકડાની મોધરીયોનો ઢગલો પડયો હતો. "અકેક મોધરી ઉપાડી લ્યો " મો સૌએ પોતપોતાની મોધરી ઉપાડી લીધી જે બાકી પડી રહી તે અમે લોકોએ પણ ખભે ઉઠાવી લીધી. તે લઇ બાકી લોકો કોટડીઓની સ્હામે ફળીયાની અંદર તેને અગાડ રાખીને બેસી ગયા. અમારે તે લઇ કોટડીઓની અંદર જવું પડયું, નવા આવવાવાળાને કેટલાક દિવસ કોટડીઓ ની અંદર કામ કરવું પડે છે. અમારે છ માસ સુધી અંદર કામ કરવું પડયું. એટલામાં મોટી મોટી ગાસડીઓને લાવી એક ઢગલો કરીદેવામાં આવ્યો. એમાંથી સૌએ અકેકી ગાંસડી લઇ લીધી. અમને પણ અકેકી આપી. અને પછી અમે છિલટા ઉપાડી પોતાની કોટડીઓમાં રાખ્યાં. એક એક ટુકડો લાકડાપર મુકીને ઉપર મોધરીથી ફટકારવા શરૂ કર્યાં. કેટલીક મીનીટ તેમ ફટકારવાથી એમાંથી રેસા જેવું બે પાઉન્ડ અર્થાત્ પાકી શેરભર મુંજ દરેકને કહાડવી પડે છે. મજબુત શરીરવાળા અને અનુભવી લોકો ત્રણ ચાર કલાક એટલો બાર કહાડે છે નવા અને દુર્બળ અથવા જેને તેકામ કરવાનો અભ્યાસ નથી તે બમણા ટાઇમમાં પણ કામ પૂરૂં કરી શકતા નથી. આન્દામનમાં નારીયેરથી ઘણું કામ લેવામાં આવે છે,

બહારના કેદી નારીયેળના રોપા વાવે છે, તેપરથી નારીયેળ ઉતારે છે. સાલભર તેવાં ફળ થતાં રહે છે. ગાડીઓમાં ભરી ખેંચીને જેલમાં લાવે છે. જેલમાં તેની ઉપરનાં છાલા ઉતારી નાંખે છે, નાળીયેરને તાપમાં સૂકવી તેને ઘાણીમાં પીલી તેલ કહાડે છે. એક કેદી દરરોજ પંદર શેર તેલ કહાડે છે. અંદરની સખ્ત કાછલીનાં હુક્કા વિગેરે બનાવવામાં આવે છે. ઉપરનાં નરમ છિલટાને કુટીને રેસા કહાડવામાં આવે છે જેનાથી ન્હાની મ્હોટી દોરીઓ બનાવવામાં આવે છે, કે જે વહાણોના કામમાં આવે છે, કેમકે તે પાણીમાં રહેવાથી સડવાને બદલે ઉલટી મજબુત થતી જાય છે.

દશ વાગે એક કલાક ખાવાને માટે બહાર જવું પડે છે, અને સંધ્યાકાળની માફક ખોરાક લાવી વહેંચી આપવામાં આવે છે. ખાઇ પાછા અંદર આવી પોતપોતાને ઠેકાણે બેસી કામે લાગી જવું પડે છે. હરવખત વૉર્ડર, પેટી અફસર, કડીલ ઉપર ફરતા રહે છે. શી મજાલકે કોઇ બેસી રહે અગર વાતચિત કરે. જેલર અથવા આસિસ્ટંન્ટ જેલર પણ ફેરા મારીને કામ જૂએ છે. જ્યારે કોઇ કેદી કામ પૂરૂં કરીલે છે અને પેટી અફસરને ખાત્રી થઇ જાય છે કે તેની મજુરીથી નારાજ નહિ થાય તો તેને પોતાનું પુસ્તક વાંચવા અગર વિસામો ખાવાની રજા પણ મળી જાય છે. એટલામાં મજુરીનો સમય આવી જાય છે. આ જીવન છે કે જેને જેલની અંદર દિવસ, અઠવાડિયા મહિના વર્ષો

અને જીવનભર વ્યતિત કરવું પડે છે. એમાં કશું પરિવર્તન નહિ. પરિવર્તનની અંદર જીવનનો આનંદ છે, કે જે જેલમાં પ્રાપ્ત થઇ શકતો નથી, છતાપણ જીવનનો મોહ મનુષ્યને જીવતો રાખે છે, અને મનુષ્ય એ પ્રસન્નતાથી વિતાવતાં શિખી લે છે. બીજે દિવસે મ્હારૂં કામ સમાપ્ત થયું હતું એટલામાં ભારતીય કેદી મ્હારી પાસે આવ્યો અને કહેવા લાગ્યો " કયોં સાહેબ આપ કહાંસે તશરીફ લાયે હો ? " હું આ પ્રશ્નથી બે ઘડીતો વિચારમાં પડી ગયો અને કહ્યું કે, હું તશરીફતો નથી લાવ્યો, પણ મ્હને તો જબરજસ્તીથી બેડી હાથકડી નાખી અહીં લઇ આવ્યા છે.

## ( ૧૬ ) પોલિટિકલ કેદી.

પુરાણી દેશી જેલોમાં રાજાના માટે એટલુંજ જરૂરી છે કે કેદીને અંદર પૂરી તેની સ્વતંત્રતા ખુંચી લેવી જોઇએ. ઇંગ્રેજ સરકારની જેલોમાં એથી એ વધી એક બીજી બાબત જરૂરી છે કે, પ્રત્યેક કેદી કંઇ નહિને કઇ કામ કરે. જેલનો સુપરિન્ટેન્ડેન્ટ કે જે મેડિકલ આદમી હોય છે, તે પ્રત્યેક કેદીનાં શરીર અને ગુન્હાને જોઇ તેના માટે કામ નક્કી કરે છે.

જેલમાં કેદીના માટે પોતાનું દુઃખ પ્રકટ કરવા અથવા પ્રોટેસ્ટ ઉઠાવવાના બે મોટા ઉપાય છે, એકતો એ કે કામ કરવાની ના પાડવી અને બીજું ખોરાકનો ત્યાગ કરવો. કામની ના પાડવી એ જેલમાં સર્વથી મોટો ગુન્હો ગણ્

વામાં આવે છે અને જ્યારે કેટલાક મનુષ્યો મળીને કામ કરવાની ના પાડે તો તે સ્ટ્રાઈક ( હડતાળ ) થઇ જાય છે.

અમારી ટોળીના જેલમાં પહોંચ્યા પહેલાં કેટલાક વર્ષોથી પોલીટિકલ કેદીઓ ત્યાં વિદ્યમાન હતા. બંગાલના માણિકતલ્લા ષડયંત્રના કેદી ત્યાં હતા. મહારાષ્ટ્રના સાવરકર ભાઇ પણ ત્યાં હતા, પંજાબ અને યુ. પી. ના સ્વરાજ્ય પત્રના એડિટર કે જે એકની સજા પછી બીજો ત્યાં જતો રહ્યો તે કેટલાક ત્યાં રહી ચુક્યા હતા. પરન્તુ અમારા ત્યાં જવાની પહેલાં ભારતવર્ષની જેલોમાં પાછા મોકલી દેવામાં આવ્યા હતા. કેટલીક વખત તેની સંખ્યા ત્રીશ ચાલીશના આશરે થઈ ચુકી હતી, પરન્તુ આ સમયે જુના કેદીઓની સંખ્યા આશરે દશેકની હતી. અમારા ત્યાં પહોંચતાની સાથેજ કેદીઓએ અમને તેની હકીકતો બતાવી દીધી કે કયા કયા ઉપાયોથી નંદગોપાલ, લધારામ અને રામહરિ વિગેરે જેલર અને સુપરિન્ટેન્ડેન્ટની સાથે પોતાના અને બીજા કેદીઓના હકોના માટે લડતા રહ્યા. કેવી રીતે તેણે ત્યાંની જેલની દરેક પ્રકારની સજાઓ અને દુઃખો પોતાની ઉપર લીધા અને બીજા કેદીઓની ઉપર અનુચિત હુકમ અથવા અત્યાચાર રોકવાની મ્હેનત કરી, કેવી રીતે તેમાંથી સાવરકર અને બીજા પોલીટિકલ કેદીઓને કોલ્હુ ( ઘાણી ) પર વળગાડી દીધા અને તે કામ કરતા રહ્યા.

મહાત્મા નંદગોપાળ કે જેણે કામ કરવાની ના પાડવાનો

ઉપાય શોધ્યો અને એ લોકોએ એકત્ર થઇ ઠરાઇઠ કરી દીધી. કેવી રીતે એક બંગાલી છોકરો "નનીગોપાળ" ત્રણ માસ સુધી "હંગર સ્ટ્રાઇક" પર રહ્યો. તેણે ન ખોરાક લીધો ન કપડાં પહેર્યાં કોટડીની અંદર ઉઘાડો ભૂમિપર પડ્યો રહેતો હતો. તેના દુર્બળ શરીરમા કેવળ હાડકાજ રહ્યાં. એ બધી વાતો અને બીજી પણ કેટલીક ન્હાની ન્હાની વાતો સાના કેદીઓનો જેલનો ઇતિહાસ અથવા દંતકથાના રૂપમા યાદ હતી તે કહી અને અમારી સાથે બોલવાની ના હોવા છતા પણ એક બે દિવસની અંદરજ અને એ બધી વાતોનો પત્તો મળી ગયો. જેલમા હુકમોની એટલી તડામાર ચાલે છે, કે પ્રતિદિન કેટલાક પાછલા રદ કરવામા આવે છે અને નવા ચાલુ થઇ જાય છે કેદી લોકો એજ હુકમો માનેછે કે જે બળાત્કારે તેની પાસે મનાવવામા આવેછે.

આગળ આવવા પછી જેલરે પેટી અફસરો અને ટંડેલોને હુકમ આપ્યો કે તે અમારી પર ખાસ દેખરેખ રાખે. અમને અંદરોઅંદર અને બીજાની સાથે વાત કરવાનો લાગ મળતો ન્હોતો. ખવાની પરેડમા અમને એક બીજાને ઘણાજ દૂર બેસારવામાં આવતા હતા અમારી કોટડીઓ એક બીજાથી આઘે આઘે અને તેમ છતા પણ જાણે કંઇક અધુરૂ રહી જતુ હોય તેમ અમારી પાછળ ખાસ માણસોને મૂકી અમારી વાતો જાણવ નું ધ્યાન રાખે અને સૂચનાઓ આપ્યા કરે જેતરે અમને જણાવ્યું કે આ જેલમાં કોઇની ફરીયાદ આવેછે ત્યારે અહીંનો નિયમ એવો ટાયછે

—

વામા આવે છે અને જ્યારે કેટલાક મનુષ્યો મશીને કામ કરવાની ના પાડે તો તે સ્ટ્રાઈક ( હડતાળ ) થઈ જાય છે.

અમારી ટોળીના જેલમાં પહોંચ્યા પહેલાં કેટલાક વર્ષોથી પોલીટિકલ કેદીઓ ત્યાં વિદ્યમાન હતા બંગાલના માણિકતલ્લા ષડયંત્રના કેદી ત્યાં હતા. મહારાષ્ટ્રના સાવરકર ભાઈ પણ ત્યાં હતા, પંજાબ અને યુ. પી. ના સ્વરાજ્ય પત્રના એડિટર કે જે એકની સજા પછી બીજી ત્યાં જતો રહ્યો તે કેટલાક ત્યાં રહી ચુકયા હતા. પરન્તુ અમારા ત્યાં જવાની પહેલાં ભારતવર્ષની જેલોમા પાછા મોકલી દેવામાં આવ્યા હતા. કેટલીક વખત તેની સંખ્યા ત્રીશ ચાલીશના આશરે થઈ ચુકી હતી, પરન્તુ આ સમયે જુના કેદીઓની સંખ્યા આશરે દશેકની હતી. અમારા ત્યાં પહોંચતાની સાથેજ કેદીઓએ અમને તેની હકીકતો બતાવી દીધી કે કયા કયા ઉપાયોથી નંદગોપાલ, હોતીરામ અને રામહરિ વિગેરે જેલર અને સુપ્રિન્ટેન્ડેન્ટની સાથે પોતાના અને બીજા કેદીઓના હક્કોના માટે લડતા રહ્યા કેવી રીતે તેણે ત્યાંની જેલની દરેક પ્રકારની સજાઓ અને દુઃખો પોતાની ઉપર લીધા અને બીજા કેદીઓની ઉપર અનુચિત હુકમ અથવા અત્યાચાર રોકવાની કોશીશ કરી, કેવી રીતે તેમાંથી સાવરકર અને બીજા પોલીટિકલ કેદીઓને કોલુ ( ઘાણી ) પર વગાડી દીધા અને તે કામ કરતા રહ્યા

મહાત્મા નંદગોપાળ કે જેણે કામ કરવાની ના પાડવાનો

કે તેને ગુન્હેગાર ગણવામાં આવે છે અને જ્યાં સુધી તે પોતે પોતાને નિર્દોષ સાબિત ન કરે ત્યાં સુધી તેવીજ હાલતમાં રહે છે. આવી અવસ્થામાં અમારી ફરિયાદ જેવી કોઇ આશ્ચર્યની વાત ન્હોતી. પહેલે દિવસે અમે કામ કર્યું એક રીતે તે પહેલો દિવસ હતો કે જ્યારે મ્હે બહાર અથવા જેલની અંદર હાથેથી એટલી સખત મ્હેનતનું કામ કર્યું હતું કે તે કામ અમારામાંથી પૂરૂં કયાં થઇ શકતું હતું. અમારામાંથી કેટલાકનું કામ થોડું હતું, ત્રણ ચારનું તો ત્રીજા ભાગથી પણ થોડું હતું, અમને સૌને એજ દિવસે જેલરની પાસે રજુ કરવામાં આવ્યા, જેલના નિયમાનુસાર નવા કેદીઓનો પહેલાં પંદર દિવસસુધી કશો રિપોર્ટ થતો ન્હોતો. પરન્તુ અમારા માટે ખાસ ફરમાશ હતી, એટલે ટંડીલનામાટે જેલરની સ્હામે લઇ જવું જરૂરી હતું. બારી સાહેબે ધમકી દેવી શરૂ કરી.

" આપકા યહ જેલ હૈ યહ કાલાપાનીકી જેલ હૈ, યહાં કામ પૂરા કરના હોગા. "

મ્હારા નામનો એક બીજો યુવક અમારામાં હતો, તે ઢીલા જેવો બે પરવાહથી ઉભો ઉભો સાંભળી રહ્યો હતો. ત્હેને બારી સાહેબે બોલ્યો " સીધો ઉભો રહે " જમાદાર પાસે આવી હાથેથી ઉભા રહેવાનું શીખવવા લાગ્યો ". વારૂ આજ લઇ જાઓ, પહેલો દિવસ છે. " જેલરને હુકમ દીધો અને અમે પોતાની કોટડીઓમાં પાછા આવ્યા.

**જેલના ખુદાની આગતા સ્વાગતા.**

બીજે દિવસે રવિવાર હતો. રવિવારે સવારમાં ઉઠી

કપડાં ધોઇ સુકવવાનાં હોય છે. કપડા સૂકાય છે અને આતરફ કેદી કોઠો આંગણામાં ઘાસ વિગેરે ઉખેડી ચોખ્ખું કરે છે. રવિવારે કાંજી પીવાને માટે મળતી નથી. દશ વાગે ખોરાક ખવડાવી પછી સૌને કોટડીયોમાં પૂરી દેવામાં આવે છે. સંધ્યાકાળે કહાડીને ખોરાક ખવરાવ્યો, વળી એજ પ્રમાણે પાછા પરેડમાં બેસારી પૂરી દીધા તે બીજે દિવસે ઉઠયા. પરમાનંદે કામ કરવાની ના પાડી દીધી. તેણે હું મ્હારાથી એ કામ નહિ થાય. ટંડીલ તેને ઓફીસમાં જેલરની સમક્ષ લઇ ગયો. જેલર ગુસ્સાથી બડબડવા લાગ્યો. પરમાનંદે તેનોજ ઉત્તર દીધો તે ખુરશીપરથી હાથ બતાવવાને માટે ઉઠવા લાગ્યો, પરમાનંદે તેને ધક્કો દીધો. તે ખુરશીપર પડયો, તે સાથે ખુરશી પણ રાહ ન જોઇ શકવાથી સાહેબ સાથે પડી. બન્ને જમીનને જોરથી ભેટયાં. ટંડીલ અને જમાદારે પરમાનંદને માર્યો તેનું માથું ફાટી ગયું. તુર્ત સુપરિટેન્ટને ટેલીફોન કરવામાં આવ્યો. "બારી સાહેબ" સુપરિટેન્ડેન્ટથી ડરતો હતો. તેણે હૂકમ દીધો કે પરમાનંદનું લોહી ધોઇ નાંખો, કંઇ નિશાનમાત્રનું ન રહેવું જોઇએ અને એને એક કોટડીમાં પૂરી મુકો. જેનો અર્થ એ હતો કે તેને કામ કરવાને માટે કદિ બહાર કહાડશોજ નહિ.

સુપરિન્ટેન્ડેન્ટ મેજર ઘણો ભલો માણસ અને સમદર્શી પુરૂષ હતો. પોતાના કામ અને કર્તવ્યને પૂર્ણ કરવામાં ઘણોજ સખ્ત અને નિયમિત હતો. અમે અમારી કોટડીયોમાં સાંભળ્યું કે તે આવતાંજ બારી સાહેબ પર ગુસ્સે

થયો અને કહ્યું કે હમે હ્હેને આરતાંની સાથેજ શામાટે અટકાયામાંથી શરૂ કરી. સુપરિટેન્ટ અને જેલર બન્ને પરમાનંદની પાસે ગયા. તે ગુસ્સામાં હતો સુપરિટેન્ડેન્ટે તેને ધમકીના રૂપમાં કહ્યું, જેલમાં આમાની વાત છે, પરન્તુ પરમાનંદને જેલનો નિયમ પહેલીવારજ જણાયો હતો. તેણે સુપરિટેન્ડેન્ટને ગુસ્સામાં તેવોજ સખ્ત ઉત્તર દીધો.

## પરમાનંદને ત્રીસ ફટકાની સજા.

આખી જેલમાં શોર મચી ગયો. " બારી સાહેબ " પીટાઇ ગયા. ટંડીલ અને પેટીઅફસર ગમે તે જેવામાં બારી સાહેબથી ડરતા અને જી હા કહેતા હતા, પરન્તુ બધા તેના પીટાવાથી ખુશી હતા. તે એવો નિર્દય અને જાલિમ હતો કે મનમાં તમામ સુખી હતા. ચાર પાંચ દિવસ પછી સુપરિન્ટેન્ડેન્ટે કેશ કર્યો, કે જેલના તમામ દરવાજા બંધ કરી દીધા અને તે એટલા માટે પરમાનંદને ફટકાની સજા દેવી હતી. તેને ત્રીસ ફટકા મારવામાં આવ્યા, પણ તેણે ઉંહકું ન કર્યું. તેની ખ્યાતિ સબળાતીજ દરેકે રૂદ્રાક્ષ પાડી. રૂદ્રાક્ષથી જેલના ઓફિસર ગભરાઇ જાય છે. ધારતી એ રહે છે કે બીજાકેદીઓપર તેની અસર પડી જેલની તમામ વ્યવસ્થા ઉંધી વળી જશે. બારી સાહેબે તેની પાસે ફરવું શરૂ કર્યું અને ઘણી મીઠી મીઠી સફાઇદાર વાતો કરવી શરૂ કરી દીધી " એ હ્હેનો વાંક હતો, તેણે એવું અયોગ્ય કામ કર્યું, મ્હેનો બિલકુલ તેને કહ્યું કર્યું ન્હોતું વિગેરે. '

આ વખતે તો બધા કામ કરવા ખુશી થયા, પરન્તુ એવી શર્ત કરી કે આગળ ઉપર જેલની તરફથી કોઇ હેરાની ન થાય. ભલા એ શીરીતે બની શકે. બારી સાહેબ જેવા જેલના ખુદાની જ્યાં આગતા સ્વાગતા થઇ ત્યાં તેનો બદલો કેમ ન મળે. વળી બારી સાહેબ ઉપરથી મીઠો અને ઠંડો હતો, પરન્તુ તેના હૃદયની અંદર હલાહલ વિષ ભર્યું હતું. અને પ્રતિહાર ( બદલા ) ના અગ્નિથી બળી રહ્યો હતો. તેણે અમારાજીના કેદીઓમાંથી એક બેને છુપી રીતે પોતાની સાથે મેળવી લીધા અને શેતરંજની ચાલો ચાલવી શરૂ કરી દીધી.

## જેલમાં પણ ટોળીઓ.

બારી વર્ષોની પૂરેપૂરી હિસ્ટ્રી ઘણી લાંબી છે, તેનું વર્ણન કરવું એતો વાંચકોનો સમય ગુમાવવા જેવું છે, એટલુંજ જણાવી દેવું જરૂરી છે કે જેલમાં પણ પ્રાન્તિક રોળીઓની મારફ ભિન્ન ભિન્ન વિચારોની કેટલીક ટોળીઓ બની ગઈ, જેના સ્વાર્થો જૂદા જૂદા હોવાથી જેલમાં એક જુદુંજ સગ્રામ ચાલુ રહ્યું. એ બધી બાજુઓની ચાવી બારી સાહેબના હાથમાં હતી. તેની મતલબ માત્ર એટલી હતી કે જે નવા પોલિટિકલ કેદી આવ્યા હતા, તે વખત-બવખત તેનું અપમાન અને હલકાઈ કરતા હતા તથા જેણે મારપીટ પણ કરી નાંખી, તે પર બની શકે ત્યાં સુધી સખ્તાઇ કરી પોતાના બળી રહેલા હૃદયને શાન્ત કર્યું. તેના માટે પઠાન અને મુસલમાન વોર્ડરો

તથા પેટી અફસરોને હરવખતે તેની વિરૂદ્ધ ઉસ્કેરતો હતો, અને હિન્દુ વોર્ડરો તથા પેટી અફસરો કે જેની સંખ્યા ઘણી થોડી હતી તેને ખાલી એમજ ધમકાવતો હતો કે તમે એ લોકોને છુટ આપો છો, પક્ષપાત કરો છો તેને યોગ્ય બંદોબસ્તમાં રાખતા નથી વિગેરે. એથી તે બિચારા બ્હીકના માર્યા મુસલમાનો કરતાં વિશેષ સખ્તાઇ કરતા હતા કે જેથી સાહેબ ખુશ થાય, પરન્તુ સખ્તી પોતે કરી શકતો ન્હોતો, કેમકે જેલનો અધિકાર સુપરિટેન્ડેન્ટના હાથમાં હોય છે, અને સુપરિટેન્ડેન્ટ એવો હતો કે ન્હાનામાં ન્હાની બાબત પોતાના હુકમથીજ કરવતો હતો સુપરિટેન્ડેન્ટ સ્વાભાવિક રીતે એક ભલો માણસ હતો અને તે એ પણ જાણતો હતો કે જેલર અટકચાળી અને ટંટા ફિસાદથી ખુશી રહે છે. એટલા માટે બારિ સાહેબનો ઇરાદો હતો કે ગમે તે રીતે સુપરિટેન્ડેન્ટના વિચારો પણ પોતાના જેવા થઇ જાય. તેનો માત્ર એકજ ઉપાય હતો કે અમારામાંનો કોઇ મનુષ્ય બારી સાહેબ પર જે પ્રકારનું આક્રમણ કર્યું હતું તેવું અગર તેથી સખ્ત આક્રમણ સુપરિટેન્ડેન્ટ પર કરે જેથી તેને અમારા લોકની અટકચાળીનું પોતાની ખાત્રી ભાન થઇ જાય અને પુરો વિશ્વાસ પડે કે

સુખની ઇચ્છા અને ખાવાની લાલચ બે મ્હોટા બળવાન શત્રુઓ હોય છે, જેથી સર્વ પ્રકારની કાર્યસિદ્ધ થઇ શકે છે. બે ઠેકાણે બન્ને ટાઇમ મેળી ઉકાળેલી અડદની દાળ અને સૂકા બે રોટલા, ગોડાક કાચા પાકા ચોખા અને ઘાસના પાંદડા, ટીસીયોની ભાજીજ ખાવાને માટે મળે, અને તેમાં વર્ષો સુધી કંઇ ફેરફાર ન થાય એવા સમયમાં મનુષ્યનું મન કેવી કેવી ચીજો ખાવા ન દોડે ? એવા સમયમાં ઇંડા અને માછલી મળવાનો સમય મળી આવે તો એથી વધી સંસારમાં બીજું સુખ નજરે નથી આવતું. તેને મેળવવા માટે આદમી બધુંએ કરવાને તૈયાર થઇ જાય છે. મારી સાહેબને એ લાલચોવાળી એક પાર્ટી મળી ગઇ. કે જે તેની ઇચ્છાનુસાર હરેક કાર્ય કરવાને તૈયાર હતી. જેને સાથે એ પણ લાલચ દેવામાં આવી કે આ પ્રકારની સેવા કરવાથી તેની મુક્તિના માટે પણ કંઇ નહિને કંઇક ઉપાય મળી આવશે. એ લોકો પોતાનો અધિકાર ખાવાના પદાર્થોની લાલચ દઇ પોતાની પ્રતિષ્ઠાને બચાવી શક્યા. પણ તેમાં બીજા કેટલાક એવા પણ હતા કે જે આની ચીજોને અડકવામાં પાપ સમજતા હતા પણ સાધારણ લોક શું સમજે એતો પોતાનું નીચ કાર્ય ચાલુ રાખી અન્યને બેકેરતાજ રહ્યા.

કેટલાક આદમીની એક પાર્ટી હતી, કે જે ખરેખરી રીતે પોતાને દુઃખીત સમજતી હતી. તેના વિચારમાં પોલિટિકલ કેદી હોવાને લીધે તેને વિશેષ હક્કો હોવા

તેને ખોરાક ખાસ જુદી રીતે મળવો જોઇએ. બીજા કેદીઓની માફક નહિ પ્રસ્તુત તેની સાથે વિશેષ વ્યવહાર હોવો જોઇએ, પરન્તુ જે કંઇ થતું તે બધું તેની ઇચ્છા વિરૂદ્ધ થતું હતું. ખોરાક તેને બીજા કેદીઓના જેવો મળતો હતો, કામ તેને તેવુંજ કરવું પડતું હતું, જોકે બીજા કેદી એવી રીતે ખાવાના અને કામ કરવાના ઘેરથીજ અભ્યાસી હતા. તેના માટે એવી સજા ન્હોતી કે જેવી આ પોલિટિકલ કેદીઓના માટે કે જેની લૌકિક સ્થિતિ તેઓ કરતાં કેટલીએ સારી હતી. સાધારણ લોકોના સમાજ બહાર પણ આ પ્રકારના મનુષ્યોની સાથે વ્યવહાર કરતું હતું, એ સર્વ જાણતા થવા છતાં પણ પૂની અને ફૂર વૉર્ડર અને પેટી જ્યૂસરો બની પોલિટિકલ કેદીઓપર સત્તા ચલાવતા અને તેને કબ્જાની અંદર રાખતા હતા. આ પાર્ટીના મનુષ્યો જેલમાં પણ તેવીજ એજીટેશન ( હીલચાલ ) કરીને પોતાના હકો પ્રાપ્ત કરવા માગતા હતા જેવાકે એ દેશમાં કર્યા કરતા હતા. ત્હેના વિચારો અને જુસ્સો જેલમાં આવીને પણ જેવોને તેવો હતો, એથી તે લોકો સ્ટ્રાઇક વિગેરે પાડતા હતા. એમાંના કેટલાક એવા પણ હતા કે જેણે જેલનો ખોરાક લેવાની ના પાડી દીધી અને હંગર સ્ટ્રાઇકમા રહીને પોતાના પ્રાણ આપી દીધા. એવો એક હુશિયારપુર જીલ્લાના એક ગામનો રહેવાશી રામરખોવાલી હતો જે સિપાઇથી પકડાઇને આવ્યો હતો. પૃથ્વિસિંહ પાંચ માસ સુધી હંગરસ્ટ્રાઇકપર રહ્યો, તેનું વજન એકસો પચ્ચાસ પાઉંડથી નેવુ પાઉંડ

મારી નાખવા.ની ધમકી વાળાને આળા અને પ્હેલા મ્હેનેજ બદલી થઈ દીધી. બીજે દિવસે અમારા વૉર્ડૅની ગઇ. આ બદલી એમ પણ હર ત્રીજે મહિને થયા કરતી હતી. બદલી થઇ ગઇ પરન્તુ જે ગુસ્સો ફેલાઇ ગયો તે ઓછો ન થયો.

સુપરિટેન્ડેન્ટ દરેક માસમા એક રવિવારે રહવારે સ્વયં સર્વ કેદીઓનુ વજન કર્યા કરતો હતો. વજન કરતી વખતે "ભાઇ ચતુરસિંહે" તેપર ખાલી હાથે હૂમલો કર્યો અને ગર્દન પકડવાની કોશેષ કરી. સુપરિટેન્ડેન્ટ ખુરશીપરથી પડી ગયા ભાઇ ચતરસિહને અરસરો અને વૉર્ડરોએ ઘણોજ માર્યો. સુપરિટેન્ડેન્ટે મ્હેને એ હેકોના પંજામાથા છોડાવ્યો. જેલર ફાટકમાં હતો. જ્યારે મ્હેણે સાંભળ્યું ત્યારે એકવાર તો તે મનમાં હસ્યો અને ખુશી થયો કે મ્હેની ગોઠવણ પાર તો પડી

ચતુરસિંહને તો કોટડીના દરવાજા અને બારીમા બારીક જાળીઓ લગાડી દિવસ રાત્રિના માટે અંદર પૂરી દેવામાં આવ્યો અને ભવિષ્યના માટે સુપરિટેન્ડેન્ટના મનમાં ખારી સાહેબની વાતની વધારે ખાત્રી થવા લાગે એ સ્વાભાવિક હતું. કે હવે સુપરિટેન્ડેન્ટનુ ચિત પણ વધારે કઠોર બની ગયુ. જ્યારે પોતાની પર દુઃખ આવી પડે ત્યારે મનુષ્યની વૃત્તિ બદલાઇ જાય છે. અને સાથેજ આ ઝઘડની જડ સાવરકર ભાઇઓને બનાવી દીધા, અને એ કલંક મૂકવામાં આવ્યુ કે તે હમેશાં અશાન્તિ ફેલાવી ખુશ થતા હતા.

બારીનો દાવ લાગી ગયો. ત્હેના સોબતી સુખી થઇ ગયા. તેના વિરોધીઓપર વિશેષ નજર રાખવામાં આવી. બાકીના "બોમ્બ કેશવાળા" વધારે હેરાનીના દિવસ વ્યતિત કરવા લાગ્યા. વિશેષ સખ્તાઇ થવાથી તે વિશેષ બગડતા હતા. સુપરિન્ટેન્ડન્ટના આવવાથી ઉભા થતા ન્હોતા. તેને કોટડીમા પુરી દેવામાં આવતા હતા. હાથકડીઓ નાંખી ઉંચા બાંધી મૂકવામાં આવતા હતા, જેથી તે ઉભા રહે. પગોમાં બેડીઓ નાંખી દેવામાં આવતી હતી. કેટલીકવાર સ્ટ્રાઇક થઇ, ખોરાક છોડી દીધા, તપાસો થઇ, સજાઓ મળી, એવી રીતે ચાલતું રહ્યું. આવી રીતે વર્ષ વીતી ગયું અને બારી સાહેબનો કાળ ત્હેને સદાને માટે રજાપર લઇ ગયો.

સુપરિન્ટેન્ડેન્ટ રજા લઇ ચાલ્યો ગયો, બારી સાહેબ મરી ગયો. જેલમાથી કેટલાક આદમી છુટી ગયા. નવા જેલ ઓફિસર અને સુપરિન્ટેન્ડન્ટ આવી ગયા અને નવી પૉલીસીની શરૂઆત થઇ.

બીજી બધી બાબતો સહન થઇ શકતી હતી, પરન્તુ એકવાત કે જે અમારા માટે અસહ્ય હતી, તે એક પ્રતિક્ષણે અપમાનની બ્હીક હતી. ત્હેની તુલનામાં ખોરાકની ખરાબી અને બધનો તુચ્છ હતા. મ્હને મ્હારા પોઝીશનની કઠિનતા જેલમાં અજબ જેવી જણાઇ. એક તરફ દ્રોહ હતો અને બીજી તરફ મૂર્ખતા હું એ વિચારતો હતો કે આ બન્નેમાં કઇ વસ્તુ નઠારી છે, અને આખર સુધી મ્હને ત્હેનો જવાબ

તેને પૈસા આપી કોઇને ગાળો ખવરાવો, કોઇની સાથે લડાઇ કરાવો: જેલમાં આવવા છતાં પણ પ્રેમ તો બસ્સ પૈસાપર !

## કેમ બાબુ ? ઇંગ્રેજ ચાલ્યા જશે.

જેલના પ્રત્યેક કેદીની પ્રકૃતિ જેલનાં બધનો અને દુઃખોનાલીધે સ્વાભાવિકરીતે જેલ અમલદારો અને ગવર્નમેન્ટની વિરુદ્ધ હતી. તે લોક પોલિટિકલ કેદીઓનું માન રાખેછે હેની તરફ સ્હાનુભૂતિ રાખે છે. તે સમજે છે કે, આ લોકોએ સરકારની વિરુદ્ધ કંઇક કાર્યવાહી કરી છે, અને જો હેના સાથી કંઈ કાર્યવાહી કરશે, તો કદાચિત સરકાર બદલી જવાથી હેને સ્વતંત્રતા મળવાનો સમય જરૂર મળશે. તે હમ્મેશાં ઇચ્છતા રહે છે કે સરકારના ચાલ્યા જવાથીજ હેના છુટવાની આશા છે, શિવાય કાળા પાણીમાંથી આવા બદમાંસોના છુટવાનું કોઇ ગજું નથી. એટલા માટે તે જલ્દી માની લેતા હતા કે, ગવનમેન્ટ ચાલી જશે. મનુષ્ય જે ધારણા બાધે છે, તે પર તુર્તજ વિશ્વાસ કરીલેછે. જેટલો સમય યુદ્ધ ચાલુ રહ્યું, તેટલા સમય જેલના કેદી રાત્રે ખોટી ખોટી ખબરો ઉપજાવી કહાડતા હતા અને સ્હવારે ઉઠીને હેને ફેલાવતા હતા કે જર્મન આવ્યો, અને હવે થોડા દિવસોજ બાકી છે. એક બુઢો બરમા વાસી કે જે ૨૦ વર્ષ કરતાં વધારે કેદ કાપી ચુક્યો હતો, તે ઘણી લાયકાનથી મ્હારી પાસે આવ્યો

અને પૂછવા લાગ્યો,--કેમ જાણુ? એ વાત ખરી છે, કે, ઇગ્રેજ ચાલ્યા જશે?

મ્હેં કહ્યું, હમેજ બતાવોને! તે કહેવા લાગ્યો, " આ બધા કેદી ખોટી ખોટી વાતો ઉપજાવી કહાડે છે, કેમકે મ્હને અહીં ત્રીશ વર્ષ થઇ ગયાં. જ્યારે હું અહીં આવ્યો ત્યારે પણ એ કહેતા હતા, કે ઇગ્રેજ જવાવાળા છે; પણ કંઈ ગયા નહિ. એજ વિશ્વાસપર જન્મભરના કેદી પોતાના દિવસો કાપે છે. જે ખોટા ગપ્પા સંભળાવતા હતા. તેજ બધાને પ્રિય લાગતા હતા. બસ ગભરાઓ નહિ, થોડા દિવસો બાકી છે, ખરીવાત બોલવી એ એટલું પુરૂં છે કે કોઇ બોલતાજ નથી મ્હાતો.

## એ કેદીઓની પ્રકૃતિ.

પરંન્તુ એ લોકો કવી રીતના કેદી હોય છે, કે જેણે જરા સરખી વાત પર ક્રોધિત થઇ બીજા આદમીને કતલ કરી નાખ્યા. થોડીક લાલચમાં લપટાઈ બીજાને લૂટી લઇ ત્હેના બાળ બચ્ચાંના ખુનો કર્યા થોડાક અફિણ કે તમાકુની લાલચથી જેલમાં ગમે તે કરાવી લ્યો, એ લોકોની પ્રકૃતિમા બીજાના સુખ દુઃખનો વિચારજ નથી આવતો, તે તો પોતાનીજ દૃષ્ટિથી પ્રત્યેક વસ્તુઓને જુએ છે. ત્હેને જેલર દુ.ખ આપે છે, તે નષ્ટ થઇ જવું જોઇએ. તે એને સુખ આપે છે, એના જેવો કોઇ સારો માણસ નથી. એનું પોતાનું સુખ દુઃખ એની ભલાઇ અને બુરાઇની કસોટી છે. ત્હેના પોતાની ઇચ્છા કામને સારૂં અગર ખરાબ બનાવે

છે, એવા લોકોમાં દેશની ભલાઇ અથવા બુરાઇનો પ્રેમ કેવી રીતે થઈ શકે. અન્યની ભલાઇમાં પોતે પોતાને કષ્ટ થાય છે, તે પોતે કષ્ટ ઉઠાવી બીજાનું ભલું શું કરશે? એવા લોકો પણ દેશની સ્વતંત્રતાની વાતો કરી શકતા હતા, કેમકે હેની સ્થિતિ એવી હતી, કે જેમાં તે સરકારના મનુજ થઇ શકતા હતા. અમારા આદમી એ લોકોની વાતોમાં આવી તેને દેશભક્તિનો ઉપદેશ કરવા મંડી જતા કેટલી ભૂલ હતી જેલર હેનાથી બાતમી મેળવવા ઇચ્છતો હતો, જ્યાં હેને થોડુંક સુખ આપ્યું કે તુર્તજ હેણે ખુશીથી વાત કરી દીધી, તે બધી વાતો કહી દેતા હતા, થોડુંક સુખ મળવાથી હેની પ્રકૃતિની હવા બદલી જતી હતી.

હેનામાં કોઇ સારો મનુષ્ય પણ ન્હોતો, એ કહેવું પણ ઠીક નથી. કેટલાક એવા અભાગી મનુષ્યો પણ હતા, કે જેની વિરૂદ્ધ પોલિસે ખાલી ખોટાજ પૂરાવા ઉભા કરી હેને ત્રાસદાયક સજાઓ કરી અહિં મોકલી દેવામાં આવ્યા હતા. અને ખાત્રી છે કે અજાણમાં અથવા જોશમાં આવી હેના હાથે કોઈ ખૂન થઈ ગયું હશે, જેનું ફળ હેને જન્મભર ભોગવવું પડયું. કેટલાક એવા નવયુવક બાળકો હતા કે જેના હાથે રમતગમતમાં પણ ખૂનો થયાં હતાં.

મુંબઇ પ્રાન્તના બે ત્રણ છોકરા જોયા હતા કે, જે જંગલમાં ઢોરો ચરાવતા હતા તેઓએ રમતમાં કોર્ટ બનાવી, તે એક એમાંથી જજ બન્યો અને બે સિપાહી બન્યા. એક સોબતીની ઉપર કોઈ ગુન્હો મૂકીને કોર્ટમાં હાજર

કર્યો. ત્હેણે ફાંસીની હુકમ કર્યો. સિપાહીઓએ ત્હેના ગળામાં દોરી નાખી ભેંસપર ચડાવીને વૃક્ષની ડાળ સાથે બાંધી દીધી અને ભેંસને હાંકી મુકી. જ્યારે તે લટકવા લાગ્યો ત્યારે તે ભાગી ગયા, એવા એવા કેશોમાં ત્યાં ગયેલા કેટલાક આદમી એવા હતા કે, જેની બલમનસાઇનો નમૂનો સમાજની બહાર પણ મળી શકતા નથી.

## જેલના જીવનમાં ખાસ વસ્તુ.

એ કેદીઓના જીવનમાં એક વસ્તુ છે, જેની ચર્ચા કરવી ઘણી જરૂરી છે, અને તે તમાકુ છે. જેને જેલમાં "સુકો" કહેવામાં આવે છે. એ તમાકુ સૂકા પાંદડાંના રૂપમાં જેલમાં લઇ જવાય છ. દેશની જેલોમાં લઇ જવા વાળા સરકારી માણસો હોય છે, અને આન્દામનમાં વૉર્ડર અને પેટી અફસર વિગેરે હોય છે. ત્હેને જેલની અંદર લઇ જવી નિયમની વિરૂદ્ધ છે, અને ત્હેના લાવવાની જ્યારે તપાસ થાય છે. પકડાય છે, ત્યારે તે બરતરફ થાય છે, એને દુઃખ આપવામાં આવે છ. છતા ઢાકાનું અંદર જવું રોકાતું નથી, કેમકે લાવવાવાળાને એમાં ઘણીજ આવક હોય છે. એ પૈસાનો લાવી અંદર એક અને વેચે છે. જેલમાં ઘણે ભાગે બધા કેદી ત્હેને મ્હોમાં રાખી ચાવે છે. જે ખાતા ન હોય તે પણ બીજાની સોબતથી ઝટ ખાવા શીખી જાય છે. જેલના સમાજમાં સૂકાનાં પત્તા નગદીનું કામ આપે છે. ત્હેનાવડે આદમી બીજા પાસે કામ કરાવી પોતે સુખેથી બેસી શકે છે, અને તૈયાર ચીજો ખરીદી લે છે. એથી રોટલા

ખરીદે છે. વળી ત્યાં (જેલમાં) અઠવાડીઆમાં એકાદ વખત સર્વને દહી મળે છે. જેનું વજન ઘણુંજ ઓછું હોય અથવા વધારે બિમારી ભોગવી ચુક્યો હોય, તેને થોડુંક દુધ મળે છે. તે પણ સુકાની લાલચે આપીને સુકો ખરીદે છે. ત્હેના કેટલાએ વ્યાપારી હોય છે, જે કેટલીકવાર પકડાઈ જાય છે, સજા પામે છે. પણ પોતાની દુકાન ચલાવ્યેજ રાખે છે. વૉર્ડની અંદર જમીનમાં અથવા કોટડીની છતની અંદર અથવા દિવાલોમાં પોંદડાઓ રાખવાની જગ્યા બનાવેલી હોય છે. સુકો ખાવો એ જેલમાં પૂરું ઐશ્વર્ય ભોગવવું ગણાય છે. ઘણા ખરા આદમી એવા હોય છે જે અફીણ પણ મગાવીને ખાય છે, પરન્તુ ત્હેનાપર ઘણા રૂપિયા ખર્ચ લાગે છે. અને તે મ્હોટો ગુન્હો ગણવામાં આવે છે.

## આન્દામનમાં સ્વભાવ વિરૂદ્ધ ગુન્હો.

જુગાર ખેલવો, સુકો ચાવવો, બદમાસીની વાતો કરવી, પોતાની હકીકતો અથવા બીજી જુની પુરાણી વાતો એક બીજાને બતાવવી, ઘણું ગાવું અને ધાર્મિક પુસ્તકો વાંચવા એ બધું કેદિઓને બચતા ટાઇમને વિતાડવાની રીત છે. જેઓની સર્વથી મોટી વર્તન સમ્બંધી બુરાઇ, સ્વભાવ વિરૂદ્ધ ગુન્હો છે. જે છોકરા જેલોમાં જાય છે, જેઓની ઉમ્મર પણ તે ઘણી મ્હોટી બદમાસી કરવાવાળા હોય છે. જેઓની અંદર જઈ ત્હેનું કબજામાં રહેવું અસંભવ જેવું છે, એવા જેઓમાં ખરાબીઓ પણજ જોવામાં આવે છે. કાળા પાણીમાં

ત્હેનું વિશેષ કારણ એ છે કે ત્યાં ભિન્ન ભિન્ન પ્રદેશોમાંથી લોકોને લાવવામાં આવે છે. જેમાંના કેટલાક કઠોર દિલ અને સ્વભાવેથીજ બદમાસ હોય છે. જે લોકો સીમા પ્રદેશથી અથવા પંજાબથી જાય છે, તે ઘણે ભાગે એ પ્રકારની ઘણીજ બદમાસી કરે છે. યુ. પી. મુંબઇ અને મદ્રાસની તરફના લોકો ઘણે ભાગે કોમળ પ્રકૃતિના હોય છે. તેમાંના જે ન્હાની વયના હોય છે, ત્હેને ડરાવી અજાણી જગ્યામાં કામની સખ્તાઇ બતાવી અને સુકાની લાલચ આપી બગાડવા ઘણીજ, સાધારણ વાત છે.

બરમા દેશથી ઘણાક કેદી ત્યાં લાવવામાં આવે છે. ત્યાંના માણસોને તો લાંબી વય સુધી દાઢી મૂછ ન હોવાના લીધે એ લોકોની દષ્ટિમા સ્ત્રિઓ જેવા જણાય છે, વળી તે એ ભાષા સમજતા નથી, ત્હેના અફસરો કામ લેવાવાળા કેદી વૉર્ડર અને પેટી અફસર બળવાન જાતિઓમાંના હોય છે, ત્હેને હેરાન કરીને જલ્દી બગાડી દે છે. પંજાબ, મદ્રાસ અને મુંબઇથી ઉચ્ચ જાતિઓના કોઇ કોઇ લોકો જોવામાં આવે છે, પરન્તુ યુ. પી. ની ઉચ્ચ જાતિના અસંખ્ય બ્રાહ્મણો અને ઠાકુરો ધાડોના ગુન્હામા કાળા પાણીએ જાય છે. એ ધાડોની અંદર ઘણા ખરા છોકરા હોય છે, જેનું કેવળ ચારિત્ર્યજ ખરાબ નથી કરતા પ્રયુત કેટલાકોને તો ધર્મથી પણ ભ્રષ્ટ કરવામાં આવે છે. આવી ખરાબીઓ જો કે આમે પણ જેલોમાં થાય છે પરન્તુ ભિન્ન ભિન્ન જાતિઓ અને પ્રદેશોના અપરાધિઓને એક ઠેકાણે એકઠા કરવાથી ત્હેના

અવસરે ઘણાજ વધી જાય છે. કેમકે કાળા પાણીમાં જેલની બહાર ઘણા માણસોને સ્વતંત્રતા પણ હોય છે, બળવાનોની સ્વતંત્રતા નિર્બળોને સતાવવું છે, એથી મ્હારો મત એવો છે કે, એવા ગુન્હેગારોને સ્વતંત્રતામાં રાખવા એજ ગુન્હાઓને વધારવા છે.

રાત્રે સુતી વખતે કેટલાક કેદી પોતાની વાતો બીજાને સંભળાવે છે કે, મ્હેં આમ કર્યું, તેમ કર્યું, વિગેરે કોઇ જૂની અસેહલેલાની વાતો લઇ બેસે છે, પરન્તુ ત્હેની સાથે કોઇ જાત જાતનાં ગાયનો અને બેતો ગાઇ પોતાનાં દિલખુશ રાખે છે.

સુપરિન્ટેન્ડેન્ટ રોકાઇને ત્હેની ફરિયાદ સાંભળતો અને ત્હેનો ઉત્તર આપી આગળ વધતો હતો. પ્રત્યેક કેદીની ટિકિટ ત્હેનું સર્ટીફિકેટ હોય છે, જેનીપર ત્હેની ચાલ ચલગત અને ધંધાની સૂચના લખી હોય છે. તેને હિસ્ટ્રીશીટ પણ કહે છે.

## જેલમાં દિલ ખુશી રાખવાની સામગ્રી.

જેલમા રહીને દિલ ખુશી રાખવાનું માત્ર એકજ સામગ્રી રહી જાય છે, અને તે નવા માણસોનું આવવું હોય છે કે જે મહારાજા સ્ટીમર કલકત્તા, મદ્રાસ અને રંગુનથી લાવે છે. કલકત્તાથી ઉત્તર હિન્દના દેશ નિકાલ કેદિઓ આવે છે, જેની સંખ્યા ઘણે ભાગે સોએકની હોય છે, તેની સાથે કેટલીક સ્ત્રીઓ પણ હોય છે. મદ્રાસથી પશ્ચિમ અને દક્ષિણ હિન્દના તથા રંગુનથી બરમાના કેદી નવાઇ જેવા હોય છે. જ્યારે નવા આવનારાઓમાંથી કોઇ ઓળખાણ પિછાનનું નીકળી આવે છે, ત્યારે મળવાવાળા કેદીને એથી વિશેષ આનંદ પ્રાપ્ત થાયછે. એકતો એટલા માટે કે તે ત્હેની પાછળની હાલતના સમાચાર આપે છે અથવા એ એમ સમજો કે મનુષ્યનો સ્વભાવ છે કે કોઇ સંબંધીને મળતાં મનુષ્યનું મન પ્રસન્ન થાય છે. જે લોકો સાધારણ ખૂનોના ગુન્હાથી આવે છે ત્હેને જેલમાં બહુ ઓછા રાખવામા આવે છે. ત્હેની સજાની અવધિ કેવળ તીન વર્ષ ગણાય છે. જેનો ગુન્હો ભારે વિગેરે હોય છે ત્હેની અવધિ પન્નીસ [illegible]

હોય છે, વિષ દેવાવાળા અથવા આગ લગાડી ખૂન કરેવાવાળાને ઘણા ખરાબ સમજવા આવે છે, હેની સજાની અવધિ ( ૬૬ ) ત્રીશ અગર પાત્રીશ વર્ષની હોય છે. સારા ખૂનવાળાઓમાંથી જો કોઇ ઉર્દૂ વાચતાં લખતાં જાણતો હોય હેને ઘણે-ભાગે મુન્શીના કામ પર જરૂર રહે છે, અને તેને સખ્ત મજૂરી કરવી પડતી નથી.

ઘણા કેદી તો ચોરી અને ઠગાઇના ધંધાવાળા હોય છે. એ લોકોએ પાચ પાંચ સાત સાત વખત પહેલાં જેલ કાપી હોય છે. જેલ ત્હેનું ઘર હોય છે, તે શિવાય એના જીવને નથી ગોઠતું, થોડા સમયને માટે બહાર નીકળે છે, પાછા ચોરી કરે છે અને અંદર આવી જાય છે. એવા પણ કેટલાક જોયા કે કાળા પાણીથી છુટીને ગયા અને રસ્તામાંજ ચોરી કરીને પાછા આવી પહોચ્યા.

## કેદીઓના માટે સ્કુલ.

જેલમાં જેટલી સ્ત્રીઓ જાય છે, હેનો ગુન્હો ઘણે ભાગે પોતાના પતિને ઝેર દેવાનો હોય છે. તે એક જૂદી જેલમાં રહે છે, જેને રંડી બાર્ક કહેવામાં આવે છે. પેટી આસરતી, ટોકલની વિગેરે તેઓથીજ બનાવામાં આવે છે. ત્હેને પણ કામ કરવું પડે છે. ત્રણ વર્ષ પછી જો તે કોઇ કેદીને પસંદ કરે, કે જેણે દશ વર્ષ કેદ કાપી હોય તો તેની સાથે લઇ વિવાહ કરી શકે છે, અને એમે પણ દશ વર્ષ કેદ ભોગવ્યા પછી જો કોઇ સજા કે બદચાલ ત્હેની વિરૂદ્ધ ન

હોય તો ત્હેને સ્વતંત્ર કરવામા આવે છે. તે પોતાનો બાકી સમય ખેતી કરી અથવા ગાયો બકરા રાખીને દૂધ વેચીને કરકસરથી ઘણા પૈસા બચાવી શકે છે. એ સ્વતંત્ર લોકોની સંખ્યા ઘણી નથી હોતી, છતાં પણ જૂદી ન્હાની ન્હાની વસ્તીઓ છે. કાળા પાણીની ભાષા હિન્દુસ્થાની છે, બરમા, મદ્રાસ વિગેરે દેશોના લોકો જલ્દી શીખી લે છે.

કેદી લોકોના બાળકોને માટે પ્રશાડીનમાં એક એંગ્લો-વર્નાક્યુલર મિડલ સ્કૂલ છે, જ્યા દોઢસો બસ્સો બાળકો ભણે છે. ત્યાંનાં ભણેલાં ત્યાંની ઓફિસોમાં કામ કરે છે. એ સ્વતંત્ર સ્ત્રીઓનું વર્તન એટલી મ્હોટી કેદીઓની સંખ્યામાં રહેવાથી સારૂં રહી શકતું નથી. એ લોકોનો ખોરાક ચોખા હોય છે. લોટની જો કોઇને જરૂર હોય તો કેવળ કમસરીટની વધારે રજાથી મળે છે. સર્વ વસ્તીના માટે ખોરાકની સામગ્રી સ્ટીમરજ લાવે છે. સરકારી ભંડારમાં જમા રહે છે, ત્યાંથી જ દુકાનદાર લોકો પણ ખરીદે છે

## ૧૭—જેલનું પ્રયોજન.

### જેલખાનું નર્ક છેઃ—

જેલ એક નિરાળી સૃષ્ટિ છે. ત્હેનું અનુમાન સાધારણ લોકો નથી કરી શકતા. મ્હેં પણ અંદર જવાની પહેલાં નામજ સાંભળ્યું હતું, પુસ્તકોમાં વાંચ્યુ પણ હશે. જેલની સજાપર વિચાર કર્યો હશે, પરન્તુ એ રીતથી કે જેમ આવાગમનના નિયમાનુસાર જીવાત્માને પશુઓ અને રૂપોની અંદર નાંખી

વિશેષ બંધનમાં રાખવામાં આવે છે. કે જેથી તેનાવડે વિશેષ પાપોને દૂર કરવાને માટે હેને મારવાની રગત ત્રા પેચી લેવામાં આવે અને અવસર ન મળવાથી એ પાપોનો અભ્યાસ છુટી જાય. ઉદાહરણ તરીકે કહેવાય છે કે સંસારમાં સમાજે અને સરકારે એ પ્રયોજનના માટે બનાવ્યાં છે.

એ કદિપણ ખ્યાલ થઇ શકતો ન્હોતો કે એવી રીતનો સુધારો જેલોદ્વારા કેવળ એક કલ્પિત સિદ્ધાંત હતો, જેમાં કંઈ સચ્ચાઇ ન્હોતી. જો જેલ કેવળ એવી હોત કે જેવું એક પક્ષી પિંજરામાં હોય છે, તો ઉપર આપેલું ઉદાહરણ સત્ય મણાતે. જોકે પક્ષિ ત્હેના કોઈ દોષ સુધારવાને માટે પકડવામાં નથી આવતું, તેતો એક ક્રૂર દિલના મનુષ્યના શોખને પૂરો કરે છે જો જેલ એક ક્રુર મનુષ્યને માટે બંધન કર્તા હોય તો તે કદાચિત્ એ પ્રયોજન પૂરું થઇ જાય છે. પરન્તુ જેલ એક પિંજરૂં તો નથી હોતી, પણ તે તો એક ઘણીજ ગંદી અને દુર્ગંધિત જગ્યા હોય છે. જ્યાંના હવા પાણી, વાતચિત, વિચાર તરંગો અને ચેષ્ટાઓ ત્હેને એક રીતનો નમુનો બનાવી દે છે. એ તે સ્થાન છે કે જ્યાં મનુષ્ય સમાજના પતિત થયેલા મનુષ્યોને એકત્ર કરવામા આવે છે, જેથી તે પોતાના મનના વિચારોને એક બીજા સાથે બદલતા ત્હેની મારફત પોતાનો સમય વ્યતિત કરે. જ્યારે કોઇ સારી પ્રકૃતિના માણસને ત્હેની અંદર નાખી દેવામાં આવે છે, સમય જતાં પછી તે પણ એવોજ થઈ જાય છે, જેવો એક મેલું કરનાર

ભંગીના છોકરા, જેના નાકમાં ગંધ સુંઘવાની શક્તિ જ મરી જાય છે.

દેશની જેલોને વહિવટની રીતપર લાભના ઉદ્દેશથી ચલાવવામાં આવે છે. પણ એમાં શક નથી કે જેલના દારોગા અને કર્મચારી સાધારણ અને હલકી જાતિઓમાંથી લેવામાં આવેછે,તે કોઈ સારામાણસને વિપત્તિમાં ફસી જવાથી પોતાના હાથ જરૂર રંગવા માગે છે. જ્યારે કોઇ નવો માણસ તેમાં આવે છે કે હેની પાછળ જેલના પુરાંટ નંબરદારોને પાળેલા કુતરાની માફક છોડી દેવામાં આવે છે જે હેને હેરાન કરે છે. સખ્ત મજુરી આપે છે, ગાળો દે છે, અને ફટકારે છે, જેથી તે કંઇક પૈસા ઘેરથી મંગાવી જેલના અફસરોની પૂજા કરે. એ પ્રમાણે દરોગાને માસિક રૂપિયા આપવામાં આવે છે. જેથી હેને આ તોફાન મારતીથી બચાવે. અમને જણાવ્યું હતું કે કદિ કદિ રૂપીયા કઢાવવાને માટે સખ્ત માર મારવામાં આવે છે, અને નંબરદાર કેદી ખૂની પ્રકૃતિનોજ હોય છે. તે ક્રોધમાં આવેછે ત્યારે જાનથી મારી નાખે છે, અને તે મામલાને એમજ રફે દફે કરી નાખે છે એવી જેલોમાં રિવાજ છે કે પઠાન કેદિયો કે જેની અંદર દયાના ભાવનો અંશ પણ હોતો નથી. તેને વધારે ઉપયોગી અને ભલામાણસ સમજી નંબરદાર બનાવામાં આવે છે.

## જેલમાં દંડનું પ્રયોજન.

આનાામનમં દંડું એક પ્રયોજન સમજવામાં અ તે

છે અને તે કેદીઓ પાસેથી " કામ લેવાનું " છે. વસ્તીના
શાસક, અધિકારી અને બીજા અદ્દસરોની ઉન્નતિ તેના
કામ પર નિર્ભર છે, ત્હેનું કામ એ છે કે કાળાપાણીની
વસ્તીને લાભદાયક બનાવવી જોઇએ. કેદિઓની
મહેનતથી ત્યાંના મ્હોટા મ્હોટા અદ્દસરોને પગાર મળે છે.
ત્યાંની ફોજ અને પોલિસનો પગાર નીકળે છે, ત્યાંની સ્વ-
તંત્ર વસ્તીનો નિર્વાહ થાય છે. ત્હેની પોતાની ઉદરપૂર્તિના
માટે સામાન લાવવામાં આવે છે. એથી દરેકની સ્હામે
એકજ વાત " કામ " છે. થવું તો તેમ જોઇએ કે બરમી
કેદીઓ પર બરમી પેટી અદ્દસર રાખવામાં આવે, પરન્તુ
ત્હેનાં હૃદય કોમળ હોય છે, કામ લેવાને માટે સખ્તાઇ
કરતા નથી, એથી તે પર પઠાન આસર રાખવામાં આવે
છે, કે જે કામ તો લેજ છે, પરન્તુ ત્હેની સાથે એ બિચારા
પર કેવા કેવા અત્યાચારો કરે છે, ત્હેનું અનુમાન બાંધવું
કઠિન છે. જેટલી બુરાઇઓ થાય છે તે સર્વને આસરો
જાણે છે, પરન્તુ તે કોઇ ઉપાય કરી શકતા નથી. ઇલાજ
એ સ્થિતિમાં થઇ શકે છે કે, જ્યારે કેદીઓનો સુધારવાનો
ઉદ્દેશ્ય રાખીને ત્હેની અંદર રહેલી બુરાઇઓ દૂર કરવાની
હોય, પરન્તુ કામ સિદ્ધ કરવુંજ જ્યારે પ્રયોજન હોય તો
પછી બુરાઇઓની કશી પર્વા નથી કરાતી.

આચાર દયા અને ન્યાયની વ્યાખ્યા હરબર્ટ સ્પેન્સ-
રને પોતાના " આચાર " નામના પુસ્તકમાં દયા અને
ન્યાયના ગુણોપર પુષ્કળ વર્ણ કર્યો છે. સોમાજીવાના માટે એ

બન્નેનું વર્ત્તવું એક ઘણુંજ કઠિન કામ છે. સમાજે પોતે પોતાને જીવિત રાખવા અને પોતાના મનુષ્યોને સુખ તથા ઉન્નતિના અર્થે કંઇક સાંસારિક નિયમો બનાવ્યા છે. તે એકે આપણને સર્વ કંઇ કરવાની સ્વતંત્રતા પ્રાપ્ત છે, પરન્તુ એવું કરતાં આપણે કોઇ બીજાની સ્વતંત્રતામાં બાધક ન થઇએ. એમાંથી ચાર પાંચ શાખાઓ નીકળે છે. કે આપણે બીજાના હક્કોનું ધ્યાન રાખીએ, બીજાનાં શરિર કે અથવા જીવને નુકસાન ન પહોંચાડીએ, દુરાચાર ફેલાવી સમાજની જડોને ખોખરી ન કરવી, બીજાનું અપમાન કરીને પોતાની બુરાઇ ન કરવી. આપણે મન વચન અને કર્મમાં એક સરખા થઇ કોઇને છેતરવો અગર દગો ન દેવો. એ નિયમોને તોડવાની સેંકડો રીતિઓ છે, જેને સમાજ ગુન્હો કહીને એ નિયમોને તોડવાવાળાને દંડ દે છે જેથી એવું બીજો ન કરે.

એક મનુષ્ય જરા સરખી વાત પર ક્રોધમાં આવી જાય છે, અને બદલો લેવાને અગ્નિમાં બળતો બીજાને મારી નાંખે છે. એક મનુષ્ય કોઇ દુર્વ્યસનમાં ફસી જાય છે, તે પૈસા કમાઇ શકતો નથી. બીજાનું ઘર ફાડે છે, તેની સ્ત્રી છોકરાને મારી નાંખે છે, પાછળથી પસ્તાય છે. રડે , અને કહે છે. કે મ્હારી ભૂલ થઈ ગઇ મ્હને ક્ષમા કરો. દયા તો એ ઇચ્છે છે કે ત્હેનું કરગરવું સાંભળી ત્હેને છોડી મુકવો જોઇએ, પરન્તુ ન્યાય કહે છે કે જો ત્હેને છોડી દેવામાં આવશે સમાજમાં ગમે તે ગોગને

કરી પોતે પોતાને ક્ષમા કરાવી લેશે એટલા માટે બીજાને શિક્ષણ મળે અને તે ભવિષ્યમાં એવું કરતો અટકે, એથી આવશ્યક છે કે ત્હેને કઠોરદંડ આપવો જોઇએ. નહિ તો સમાજમા અવ્યવસ્થા ફેલાઇ જશે.

પરન્તુ એ પ્રશ્નનો બીજો એક પક્ષ જૂદો છે તે એ કે એ મનુષ્યના એવા અપરાધ કરવામાં આખા સમાજની કયાં સુધી જવાબદારી છે. ખુલી રીતે તો જણાય છે કે જો કોઇ મનુષ્ય પાપ અથવા અપરાધ કરે છે તો તેમાં બીજાની શું જવાબદારી છે ? જવાબદારી એટલામાટે કે પ્રત્યેક મનુષ્ય ઘણું કરીને સમાજની રચનાનુજ પરિણામ છે. જો એક મનુષ્યને એટલો ક્રોધ છે, તો તેનું કારણ યા તો એ છે કે ત્હેણે પોતાનાં માતા પિતાથી એ સ્વભાવ પ્રાપ્ત કર્યો છે, અથવા સમાજે ત્હેને સદ્શિક્ષણ ન આપ્યું, બન્ને સ્થિતિઓમા ત્હેની અનુચિત ચેષ્ટાના માટે સમાજ જોખમદાર છે. એ પ્રકારે ચોરી વિગેરે અપરાધો જો દુષ્ટ વ્યસનોનું પરિણામ હોય, તોપણ તે એ વ્યસનો બીજા પાસેથી શીખ્યો છે, અને દુષ્ટ વ્યસનો ફેલાવાની જવાબદારી સમાજપરજ હોય છે, અથવા તે અપરાધ ભૂખ અને નિર્ધનતાનું પરિણામ છે. ત્હેના માટે પણ સમાજનું કર્તવ્ય છે કે એની પ્હેલા કે તે એ અપરાધોના માટે સજા ધારી, પોતાની અંદરના ભૂખ અને નિર્ધનતા દૂર કરવાની

કરે

એ બધી બાબતોપર વિચાર કરતા એજ વ્યાજબી જણાય છે કે, જે ઠેકાણે કોઇ અપરાધીને દંડ આપવામાં ન્યાયનું ધ્યાન રાખવું જોઇએ, ત્યાં સમાજે પોતાની ત્રુટિઓને ધ્યાનમાં રાખી દયાયા પણ કામ લેવું જોઇએ. એથી દંડનો ઉદ્દેશ્ય એ હોવો જોઇએ કે અપરાધ કરવાવાળાને એવી સ્થિતિમાં રાખવો જોઇએ કે હેમાં પૂરો સુધારો થઇ શકે, અને જ્યારે હેના સુધરવાનો નિશ્ચય થઇ જાય ત્યારે પાછો હેને સ્વાધિનતાનો અવકાશ આપી દેવો જોઇએ. હું ધારૂં છું કે એજ નિયમોને સ્હામે રાખી અપરાધી છોકરાને માટે રિફોર્મેટ્રી બનાવવામા આવી છે. રન્તુ મ્હારી સમજમા નથી આવતું કે ન્હાની વયના ાળકો કાળાપાણીએ શામાટે મોકલવામાં આવે છે. જ્યાં ધરવાને બદલે દિનપ્રતિદિન તે પાક્કા ગુન્હેગાર થતા જાય , બહેતર છે કે, " રિફોર્મેટ્રી " નો નિયમ એ ન્હોટી યના કેદીઓપર પણ લાગુ કરવો જોઇએ કે જેનો તે પહેલો અપરાધ હોય.

## અનુક્રમે વધવાવાળી સજાઓની ચર્ચા.

જેલની અંદર જે સજાઓ કરવામાં આવે છે એ બધાનું કારણ હળવામળવા અને સ્વતંત્ર ગતિને રોકવાનું હોય છે. જ્યારે એક મનુષ્ય જેલમા જાય છે, ત્યારે તે પોતાની ઇચ્છાનુસાર ચાલવાને બદલે જેલના દિવાલોની અંદરજ હરી ફરી શકે છે, અને કેવળ જેલની અંદર રહેવાવાળાની સાથેજ હળીમળી શકે છે. જ્યારે ત્યાં કોઇ

પરંન્તુ એથી આગળ વધીને એ લોકોની અંદર એવા
" ડૉક્ટર " હોય છે જે શરીરના રોગ પેદા કરી જાણે છે.
સાધારણુ રીતે આપણે રોગને દુ:ખનું મ્હોટું કારણ સમ-
જીએ છીએ અને ત્હેનાથી જ્યાં સુધી બને ત્યાં સુધી બચવા
માગીએ છીએ, પરન્તુ જેલની સ્થિતિ એથી વિપરીત
હોવાને લીધે એવા ઘણા મનુષ્યો જેવામાં આવે છે કે જે
રોગ આવવાથી પ્રસન્ન થાય છે, કેમકે તે :હોસ્પીતાલમા
દાખલ થઇ કામથી છુટી શકે. જેમ જેમ ડાક્ટર ઇલાજો કરીને
સાજો કરવાની મ્હેનત કરે છે, તેમ તેમ તે એથી વિરુદ્ધ
કુપથ્ય કરીને રોગોને લંબાણુ કરવાનો પ્રયત્ન કરે છે. જે-
લના ડાક્ટરોને રોગ અને રોગી બન્નેની વિરુદ્ધ ચાલી ઇલાજ
કરવો પડે છે.

એ લોકોના વાસ્તવિક ડાક્ટરો તે જુના કેદી હોય
છે, કે જે તે યુક્તિઓ જાણે છે જેથી રોગ થાય છે અથવા
વધે છે. જેને કોઇ એવો ડાક્ટર નથી મળતો અને તે
કામથી ઘણો હેરાન થાય છે ત્યારે એક સાધારણ જેવો
ઉપાય કરે છે. કાચના ટુકડાને બારિક વાટીને ખાઇ જાય
છે. કાચનો ભુકો પેટની અંદર જઇ આંતરડીઓને ચીરી
નાખે છે અને અંદરથી લોહી વ્હેવા લાગે છે. પ્રથમતો એ
એવું ઘાતક સિદ્ધ થાય છે કે ત્હેનો જીવ નીકળી જાય છે.
નહિતો કેટલાક મહિના હોસ્પીટાલમા પડયો રહે છે. એ
પ્રમાણે કેટલાક આંખની અંદર ચુનો નાખી ત્હેમાં જખમ

કરી લે છે, જેથી કાંતો આંધળો થાય છે અથવા કેટલોક સમય ત્હેને કામથી રજા મળે છે.

તે " ડોકટર " કેદી પોતાની પાસે ત્રણ દવાઓ રાખે છે. એક લાલ રેતી હોયછે જે જખમ કરવામાં કામ આવે છે. ત્હેને વાટીને તેમાં દોરો પલાળીને સૂકવી નાંખી અને એક સોયથી પીંડીમાં અથવા બાજુમાં કે કોઇ બીજે ઠેકાણે થોડા સોયને ખોસીને દોરો તેમાં નાંખી દે છે. રાત્રિની અંદર ભારી સોજો અને જખમ પડી જાય છે અને પછી દોરો કહાડી લેવામાં આવે છે. બીજી ચીજ " જમાલગોટાનાં બીજ " છે. એ એક બે વાટીને ખવ્હ દેવાથી લોહીના ઝાડા આવવા લાગે છે, અને મનુષ્ય એટલો નબળો થઇ જાય છે કે કેટલાક દિવસ સુધી પડયો રહે છે. ત્રીજી ચીજ " સફેદ કણેરનાં મુળીયાની છાલ છે. " ત્હેને વાટી ગોળની સાથે ચણાના જેવડી ગોળીયો બનાવવામાં આવે છે. તે ગોળી ખાવાથી બે ત્રણ કલાકની અંદર સખત તાવ આવે છે અને થર્માંમીટરમાં ડીગ્રી ઘણીજ વધી જાય છે. તે તાવ પાછો આપોઆપ ઉતરી જાય છે. એવી રીતથી ડોકટરોને છેતરવાના પ્રયત્નો કરવામાં આવે છે. અનુભવી ડોકટરો ત્હેને તુર્તજ પરખી લે છે, પણ કંઇ કરી શકતા નથી. હા, કેટલાક એવા હોય છે કે જ્યારે ડોકટર જખમ રૂજાવી દઇ સારો કરે છે, ત્યારે કેદી ત્હેને પાછો તાજો કરી દે છે, ત્યારે ડોકટરો ત્હેના પગ વિગેરે કાપી નાંખે છે. [illegible] કેદી એવા યત્નો કરે છે કે આંધળા થઇ જાય છે.

બે રસ્તા હોય છે. એકતો મનમાં બાહ્ય બનાવતો રહે અને જરૂરીઆતોને વધારો પોતાના હૃદયના દુઃખને વધારતો જાય. બીજો રસ્તો ઇચ્છાઓને મારી નાંખવાનો છે. ઘણેભાગે એ થયા કરે છે કે જે વસ્તુ મનુષ્યની આગળથી દૂર કરી દેવામાં આવે છે, ત્યારે ત્હેને મેળવવા બાળકોની માફક જીવ લલચાય છે, પણ એ રસ્તો દુઃખનો છે. કોઇ કોઇ સારા મનુષ્યો હોય છે, કે જે બીજો રસ્તો ગ્રહણ કરે છે, અને કેટલોક સમય એ પર અભ્યાસ કરવાથી ત્હેને હિન્દુ અથવા બૌદ્ધ શાસ્ત્રોની સત્યતાની કદર જણાય છે, કે શી રીતે તૃષ્ણાને મારી નાંખવાથી અસીમ આનંદને પ્રાપ્ત કરી શકાય છે.

જ્યારે તુચ્છ જેવી સાંસારિક વસ્તુનું મુલ્ય જેલમાં એટલું એટલું વધી જાય છે, તો તે જીવન જેને મનુષ્ય એટલું મુલ્યવાન સમજે છે, જેલમાં ત્હેની કિંમત ક્યાં સુધી પહોંચી જતી હશે, એ અનુમાન કરી શકાય છે. વાત તો એ છે કે જે જીવનના પાછા મળવાની કશી આશા ન હોય ફરી તે પાછું મળવાથી મુલ્યનું અનુમાન કહાડી શકાતું નથી. જે જીવન મેળવવાને માટે મનસ્વી કેદી પોતાના પ્રાણોને જોખમમાં ઉતારી દે છે. જેલની અંદરથી પણ સરીયા કાપી અને દીવાલો કુદી બહાર નીકળી જાય છે. પરન્તુ જે કેદી બહાર ટાપુઓમાં કામ કરે છે ત્હેના માટે જંગલમાં ન્હાશી જવું ઘણુંજ રહેલું છે. એ જંગલોમાં જંગલી લોકો રહે છે, અને તે જેમ જેમ જંગલો કાપે જાય છે તેમ તેમ તે

દૂર હડતા જાય છે. એકવાર ભાગી હેની પાસે ચાલ્યા જવાનો એ અર્થ થાય છે કે કાંતો તે એને મારી નાંખશે અગર એ હેની પાસે સ્વતંત્રતાથી રહેશે. કેટલાએ મનુષ્યો જંગલમાં ન્હાશી જઇ પોતાની ખેતી બનાવી લીધી છે, અને સાંજ પડયા પડયા દિવસ રાત્રિ ગાળે છે.

## હે પરમેશ્વર ! એકવાર તો સ્વદેશની માટી બતાવ.

હેની સાથે એક બીજો ભાવ જે કેદીઓના હૃદયમાં સાલ્યા કરે છે, તે એકવાર પોતાના પ્રિયવતનને જોવાનો હોય છે. મ્હેં જોયું, કે મ્હોટા મ્હોટા પ્રસિદ્ધ બદમાંસ કેદી પોતાનાં ઘર અને દેશની યાદીમાં રડી પડે છે, અને ઉંડા નિશ્વાસો નાંખે છે કે હેને માત્ર પોતાના ગામની માટી ( ધૂળ ) જોવાનો સમય મળે. મનુષ્ય સ્વદેશનો પ્રેમ ત્યારેજ શીખે છે કે જ્યારે હેને સ્વદેશથી જૂદો કરી દેવામાં આવે છે. જેમ દુઃખમાં પડવાથી સુખનું મુલ્ય જણાય છે એવીજ રીતે તે દૂરદેશ હોવાથી તેને દેશની યાદી આવે છે. સુનેલા કેદી ઉંઘમાં પણ બડબડી ઉઠે છેઃ—

"હે પરમેશ્વર ! એકવાર તો સ્વદેશની માટી બતાવ."

એ ભાવની સત્યતા અમે એવી રીતે જોતા હતા કે આન્દામન ભારતવર્ષથી હજારો માઇલ દૂર છે, બરમાથી પણ સેંકડો માઇલ સમુદ્રની વચ્ચે છે. છતાં પણ કેદીઓ જંગલમાથી વાંસો કાપી હેનો [illegible] વરા સમુદ્રમાં ફેંકે છે. વચ્ચે આટો અને

કોઇ કોઇ એક જાતના વાંસ રાખે છે જેની ભુંગળીમાં પાણી રાખે છે, તે કાપી રસ્તાના માટે પાણી કહાડી લે છે. જો હવા અનુકૂળ મળી જાય અને હેનું પ્રારબ્ધ સારું હોય અને તે એ શોધવાવાળા વહાણોથી બચી જાય કે જે સરકારની તરફથી એવા ભાગી છુટેલા કેદીઓને પકડવા માટે સમુદ્રમાં ફરતા હોય છે, તો તે બરમા કે મદ્રાસના કિનારે પહોચી જાય છે. કેટલાક તો આ યત્નથી સમુદ્રમાં ડૂબી જાય છે, અને કેટલાક કોઇ કિનારાપર પહોચતાં ગામના નંબરદારોના રિપોર્ટથી પકડાઇ જાય છે, કદાચ કોઇ બચીને નીકળી પણ જાય છે. અઠવાડીયા અને મહિનાઓના માટે પોતે પોતાને કોઈ સાધન વિના દેશ જવાને માટે સમુદ્રમાં ફેંકી દેવા એ આશ્ચર્યજનક સાહસનું કામ છે.

## જર, જમીન ને જોરૂ

સાધારણરીતે કેદીઓની બે મ્હોટી પંક્તિઓ કહેવાય છે. એકતો તે કે જ્યાં અંદરોઅંદરની લડાઈ અથવા બળવો થાય છે અને તેમાં ખુનો થઇ જાય છે. એ રીતની લડાઇ નું મૂળ ઘણે ભાગે જમીનની તકરાર અથવા સ્ત્રીના સબંધમાં મામલો હોય છે. એ લોકોના મુકદમા ઘણે ભાગે એવીજ બાબતોના હોય છે. કોઇ સ્ત્રીના ચાલચલણમાં શક પેદા થાય છે, એથી બદનામી થાય છે, હેનું ખૂન કરવામાં આવે છે અથવા હેના યારને મારી નાખવામાં આવે છે. જમીનના સબંધમા પડોશીઓના સાથે વેરભાવ થઇ જાય છે. બન્ને તરફથી એક બીજાના પક્ષપાતી

એકઠા થઇ જાય છે, અને લડાઇમાં કોઇનું ખૂન થઇ જાય છે, કોઇ ઘાયલ થાય છે. એવા પ્રકારના ગુન્હાની જડ એક બીજાની ભૂલ, ક્રોધ અને ઇર્ષા હોય છે. બીજી રીતના ગુન્હા માલ અથવા સંપત્તિની વિરૂદ્ધ હોય છે, તે કરવાવાળા માત્ર એકજ લાલચ રાખે છે કે જે બીજાનો માલ વગર મ્હેનતે હાથમાં આવી જાય. માલને ઉડાવવાની બાબતમાં એ લોકોએ અનેક યુક્તિઓ રચી છે. બધામાં સાદી યુક્તિતો ચોરીની છે, જેમાં એક યા બે આદમી મળીને રાત્રે કોઇ ઘરમાં છુપાઇ રહે છે, અને જે કંઇ મળી ગયું તે લઇ ન્હાશી જાયછે. જ્યારે એ માણસોની સંખ્યા વધી જાય છે અને તે શસ્ત્ર થઈ જાય છે, અને જો કોઇ લોકો ત્હેની વિરૂદ્ધ ઉઠે તો તે લડવાને માટે તૈયાર થાય છે, શસ્ત્રોથી ધમકી દઇ સર્વ માલનો પત્તો મેળવી લે છે, અને બલાત્કારે લૂંટીને લઇ જાય છે, તો તે ડાકુ ( ધાડપાડુ ) કહેવાય છે. જો એ ડાકુઓમાં કોઇ અસાધારણ હિમ્મતવાળો આદમી લીડર બની જાય તો તે પોલિસ અને સરકારની સાથે પણ મુકાબલો કરે છે, અને જંગલોમાં પોતાને છુપાવવાનાં ઠેકાણાં બનાવી લે છે.

વધારે હુશિયાર આદમી તો એ હોય છે કે વેશ બદલીને ફરે છે અને લોકોને છેતરી તેનો માલ ઉડાવે છે. એ લોકો એક તરેહના ઠગ હોય છે. એક આદમીએ મ્હને જણાવ્યું તે પોતાના ગામમાં મ્હોટા રૂવાબવાળો વૈદ્ય હતો. લોકો ત્હેને ઘણો ચમત્કારી સમજતા હતા. ત્હેના વિષયમાં

એક વિશેષ વાત પ્રસિદ્ધ હતી કે તે સાધારણ ધાતુઓથ
સોનું બનાવી જાણતો હતો અને ખરી વાત એ હતી કે ત્હેના
આસપાસના બે ત્રણ જીલ્લાની હદમાં ત્હેણે આશરે સો
ઉપરાત એજન્ટો રાખ્યા હતા. અને તે ગુપ્ત મંડળી હતી.
ત્હેના એજંટ એવો અવસર જાણતો કે તુર્તજ એને ખબર
આપી દેતા હતો. તે એજ રાત્રે જતો હતો. દિવસ આખો
તે ઘરમાંજ રહેતો હતો, કદિ કોઇને શક ન આવ્યો કે તે
રસાયણી કે ચમત્કારી નથી, પણ પાકો ચોર છે. - ત્હેને
એક એજંટ પકડાઇ ગયો અને ત્હેણે પોતાના બચાવના
માટે પોલિસને એ તમામ ગુપ્ત કારસ્થાનની બાતમી આપી
દીધી. એક આદમીએ મ્હને જણાવ્યું કે તે " જેન્ટલમેન "
ચોર હતો. કોટ પાટલૂન વિગેરે સરસ પોશાક પહેરીને
રેલ્વેમાં મુસાફરી કરતો હતો. લાગ જોઇ સેકન્ડ ક્લાસ
અગર ફર્સ્ટ ક્લાસમાં બેસતો હતો. ત્હેની પાસે એક એવી
તેજ પોલાદી કાતર રહેતી હતી કે લાગતાંજ કપડાં વિગેરે
કાપી નાંખતી હતી. ખીસ્સો કાપી લેતો હતો અથવા એ
સ્ટેશનની વચ્ચે સૂતેલા મુસાફરોના ટ્રંક અથવા પોટલું પાડી
નાંખતો અને બીજા સ્ટેશને ઉતરી એ તરફ જઇ લઇ લેતો
હતો. કેટલાક આદમી એક મુકદમામા સજા ભોગવીને આવ્યા
હતા, જેણે ઠગોની એક કંપની (સોનેરી ટાળી) કહાડી હતી.
મુંબાઇમાં ત્હેના સોબતી એ વ્યાપારના માટે એક દુકાન
ખોલી. તે ધ્યાન રાખતા હતા કે કયારે અને કઇ ગાડીમાં
અમુક આદમી વધારે રૂપિયા અને માલ લઇને જાય છે.

અને તે બાબતની સૂચના પોતાના સોબતીઓને આપતો હતો તે એ ગાડીમાં ચ્હડી જતો હતો, અને જ્યાં કંઇ લાગ મળ્યો ત્યાં એ સામાન લઈ છુ થઇ જતો હતો. કેટલાક વર્ષો સુધી એ ઠગોની કુંપની મ્હોટા મ્હોટા વ્યાપારીઓને લૂટતી રહી એમાં કેટલાએ એવા માણુસો હતા કે જેની પાસે પોલિસોના ડ્રેસો હતા, અને તેમાંના કેટલાક આદમી મળી પોલિસ અફસર અને કોન્સ્ટેબલ બની જતા હતા. શાહુકારના મકાન પર ગયા, અને કહ્યું. ત્હમારા મકાનમાં ચોરીના માલની બાતમી મળી છે. તપાસ લેવી શરૂ કરી, હીરા મોતીના દાગીના વિ. લીધા અને ચાલતા થયા. લ્યો રામ રામ !

## સાધુના વેશમાં ઠગારા.

ઘણા એવા મનુષ્યો છે, કે જે સાધુનો વેષ ધારણુ કરતા હતા અને ગામમાં જઇ કોઇ સારા સારાં ઘરોની પાસે રહેતા હતા ત્હેનો ઇરાદો ઝેર દેવાનો હતો. લાગ મળી ગયો. મકાનના માલિકને ઝેર દીધું અને માલ ઉઠાવી રવાના થઇ ગયા. બીજા કેટલાક ઠગો જે વધારે થયા તો ગામમાં રહ્યા, કોઇ વિધવા અથવા યુવાન છોકરીને બહેકાવી સાથે લઇ જતા, અને કોઈ ઠેકાણે જઇ ત્હેને ત્યાં વેચી નાંખી. એક સાધુ હતો કે જે પોતાની ઝોળીમાં એક વાસણુ રાખતો હતો. એ વાસણુ પર લાલ અને પીળું કપડું લપેટયું હતું, તે ચાંદીનું સોનું બનાવી જાણે એમ કહી કોઇ નહિ ને કોઇને પોતાની જાળમાં ફસાવી

હતો. તે કહેતો હતો કે આવી જાતનું વાસણ લ્યો, લેતી
પર લાલ અને પીળું કપડું ચડાવીદયો. તમામ ચાંદીનાં
દાગીના વાસણમાં નાંખી લઇ આવો. એ વાસણને જમી-
નમાં દાટી તેના પર અગ્નિ સળગાવી મંત્ર ભણતો હતો.
પરન્તુ ભુમિમાં દાટતી વખતે પોતાની જોળીવાળું વાસણ
ત્હેને બદલે મુકી દેતો હતો અને પેલું વાસણ પોતાની
જોળીમાં સરકાવી લેતો હતો. રાત્રિ પડીક રસ્તાના. તિર્થો ઉપર
બનેલા સાધુ, યાત્રાળુઓના માલપર નજર રાખતા હતા.
એક સાધુ ઠેકાણે ઠેકાણે મ્હોટા હવન કરાવતો હતો, અને
હવનની અગ્નિમાં સિંહપર ચડેલી " દુર્ગા " નું પ્રત્યક્ષ
દર્શન કરાવી દેતો હતો, જેથી જોવાવાળા આશ્ચર્યમાં ચકિત
થઇ જતા હતા. અને લોકો પાસે દેવીને પ્રસન્ન કરવાને
માટે રૂપિયા ઠગતો હતો. ત્હેણે આંગળીમાં એક અંગુઠી
રાખી હતી., એ અંગૂઠીની અંદર કાચમાં એક ઘણી બારીક
દુર્ગાની મૂર્તિ જડી હતી. તે કાચ સ્હામે રાખવાથી ત્હેનું
મ્હોટું પ્રતિબિંબ અગ્નિની શિખાપર પડતું હતું.

તિર્થોપર ઠગોનાં ટોળા હતાં. જેમાંનાં બેચાર આદમી-
માંથી એકને મહંત બનાવતા હતા, અને ત્હેના બે
ચોગતી યાત્રીઓના આવવાવાળા રસ્તાપર બેસી જતા હતા.
યાત્રીઓનો સમૂહ આવતો જોઇ ત્હેની સાથે મળી એ સા-
ધુ મહારાજની બડાઇની ડીંગો હાંકવા લાગતા હતા. જ્યારે
ત્હેની પાસે પહોંચતા ત્યારે તે પોતે જઇ ત્હેના પગમાં
પડી જતા હતા, અને રૂપિયા ફેંકતા હતા. બાકી યાત્રી

પણ તેની દેખાદેખીથી કંઇ નહિને કંઇ ભેટ ધર ા હતા. એવા ઠગોનું રહસ્ય એકજ છે, કે તે ભી_ને સાથે લોકોને છેતરવાને માટે છુપા કાર્યમાં મેળવે છે. પંથ ચલાવવાવાળા પણ આ યુક્તિને કામમાં લાવે છે.

યાત્રાળુ ચાલ્યાં જાય છે, તે પાછા સડકપર બે માઇલ જઇને ઉભા રહે છે એજ લોકોમાં બનાવટી નોટ અને ચેક બનાવવાવાળા તથા બનાવટી રૂપિયા પાડવાળા પણ હોય છે. કોઇ એવા કીસાઓના ફરતી માટી લઇ કંઇ ફળો મેળવી ત્હેના રૂપિયા અને ગીનીઓ વિગેરે સાંચામાં બનાવી લે છે. એજ લોકોમાં બાળકોને ફોસલાવવાવાળા પણ મળેલા છે. જે મ્હોટી મ્હોટી સુંદર કાચની ગોળીઓ અને છોકરાંને રમવાનાં દડા વિગેરે પાસે રાખે છે. ગામડામાં અથવા ગલીમાં જાય છે. બચ્ચાંને બતાવી પોતાની સાથે સાથે એકાંતની જગ્યામાં લઇ જાય છે અને ઘરેણાં વિગેરે ઉતારી પસાર થઇ જાય છે.

## સોની અને શરાફ ન રહેવા જોઇએ.

ઘણે ભાગે સર્વ પ્રકારના ચોરો અને ઠગોને પૂછવાથી એક શિક્ષણ મ્હને મળ્યું, તે એ હતું કે એ બધા ગુન્હાઓનો આરંભ ઘણે ભાગે ઘરેણા બનાવવાવાળા સોની અને તે આખરે લેનારા શરાફો દારાજ થાય છે. કેમકે એ બે સમાજને ચૂસવાવાળી શ્રેણીઓ છે, કે જે રૂપિયા અને પૈસાદાર લોકોની ચાવીઓ જાણે છે. પૈસાદારોથી ત્હેની આવક અને આજીવિકા ચાલે છે અને ત્હેનાજ એ ચોરો અને જુગારીઓના

શિકાર બનાવે છે. આશા છે કે સોસ્યાલિજમ પૈસાને બરાબર વહેંચી નાખેતો અપરાધોને દૂર કરવાનો ઉપાય સિદ્ધ થાય પરન્તુ જ્યાં સુધી સોસ્યાલિજમનું રાજ્ય આવે, ત્યાં સુધી પૈસાદાર લોકોનો બચાવ એમાં છે કે બન્ને શ્રેણીએ (સોનીને શરાફ) ને સમાજની બહાર કહાડી મુકે.

# ( ૧૯ ) યુદ્ધની સમાપ્તિ.

## ( જેલમાં વર્તમાનપત્ર. )

પોલિટિકલ કેદીઓના માટે એક મ્હેરબાની ચીફ કમિશ્નરની તરફથી અથવા સુપરિન્ટેન્ડેન્ટની તરફથી કરવામાં આવી, અને તે હતી કે લડાઇના સમયમાં ત્હેને લંડનનું સાપ્તાહિક પત્ર ટાઇમ્સ વાંચવાને માટે મળતું હતું. હું સમજું છું કે તે માત્ર આટલીજ ઉદારતા હતી તો પણ જેલમાં બીજા જે અનેક યુદ્ધો જામી રહ્યા હતા ત્હેનો મામલો જોતાં તે એટલી મ્હોટી હતી કે તેમાં સર્વ દુઃખોનો બદલો વળી જતો હતો.

જેલની પોલીસીના વિચારથી એ જરૂરી હતું કે અમને પોતાના દેશની હાલતની કંઇ ખબર પડતી નહિ જોઇએ એથી દેશના કોઇ સમાચાર કવચીતજ સાંભળવામાં આવતા હતા. જોકે દેશની બાબતમાં મ્હોટા મ્હોટા બનાવોનો પત્તો અમે તેની રીતે જલ્દી નહિતો મોડા વેલા પણ અમને જાણતા હતા, દેશનું કોઇ નહિને કોઇ વર્તમાનપત્ર સ્વતંત્ર લોકોના હાથમાં આવી જતું હતું. અને બ-

હારથી કોઇ નહિને કોઇ કેદી જેલમાં આવ્યે રહેતો હતો. એ લોકોની હકિકત મ્હોટા મ્હોટી વધારેલી અને પોતાના વિચારોના રંગમાં રંગેલી હતી. કેટલોક સમય અમારા સાં રહેવાથી કેદીઓની વાતોમાંથી સાચા અને જૂઠી ઓળખવાનો અભ્યાસ થઈ ગયો હતો. એ શિવાય અમારામાંના કોઈ કોઈના પત્રો ઘણે ભાગે આવ્યે જતા હતા એથી પણ કંઈ બનાવોની ખબર પડી જતી હતી.

## એકજ ઇચ્છા બાકી હતી !

હું પહેલાં કહી ચુકયો છું કે મ્હને જીવવાનેમાટે જે ઇચ્છા બાકી હતી, તે કેવળ એટલી કે યુદ્ધનો તમાશો જોઈ શકું. આ યુદ્ધ માનવ ઇતિહાસમાં અપૂર્વ થયું. આપણે સાંભળ્યુ છે કે મહાભારતના યુદ્ધમાં સમગ્રજગતના રાજાઓએ એક તરફ અથવા બીજી તરફ ભાગ લીધો હતો, તે તો દૂરની વાત છે, જૂની છે, એ સમયે કદાચિત્ સંસારમાં મનુષ્યોની સંખ્યા થોડી હતી. પરન્તુ જગતની વર્તમાન સ્થિતિમાં કે જ્યારે મનુષ્યે ભૂમિના તસુવસુ ભાગપર પોતાનો અધિકાર જમાવી દીધો છે, અને ભૂમિને છોડી, જલ, વાયુ પર પણ પોતાનું પ્રભુત્વ બેસાડવાનો યત્ન કર્યો છે. એવી સ્થિતિમાં કે જ્યારે ઉન્નત જાતિઓનો અરસપરસ મુકાબલો થાય, તો સમસ્ત સંસારનું તેમા ભળી જવું આવશ્યક હતું. થયું પણ તેમ. સંસારનો કોઇ દેશ ન રહ્યો કે, જેણે આ યુદ્ધમાં કંઇ ન કંઇ

જોઇ આગથી સળગી ઉઠયા. એ માત્ર એટલા માટેજ કે તેમના હૂકમ સિવાય આટલું અંધેર શા માટે કરવામા આવ્યું છે. સાર્જન્ટ મ્હને સંદેશો દીધો કે સર માઇકલ ઓ-ડવાયર મ્હને યાદ કરે છે. હેણે પૂછ્યું હતું કે " શું હજુ તે જીવતો છે ? તે તો ત્યાં ૦ ૦ ૦ થવો જોઇતો હતો." કેટલાક દિવસ પછી મેજર મરે રજા ઉપર ચાલ્યા ગયા અને પંજાબના ટ્રિબ્યુન પત્રમાં મ્હારા મોકલેલા પત્રોમાથી કેટલાક લેખો છાપવામાં આવ્યા. ચીફ કમિશ્નર સાહેબને એ રિપોર્ટ પહોંચ્યો અને એ બહાને તેણે હૂકમ કર્યો કે મ્હને હવાલા-તમાં પૂરી દેવો જોઇએ. અચાનક સાયંકાળે જેલર, હવાન-દાર અને જમાદાર વગેરે એકત્ર થઇને આવ્યા. મ્હારી જડતી લીધી અને મ્હને હવાલાતમાં મુકી દીધો. મ્હને કંઇ ખબર નહોતી તેમ જણાવ્યું પણ ન્હોતું કે એવું શા માટે કરવામાં આવ્યું છે. હું મનમાં પહેલેથીજ સમજી ચુક્યો હતો. અને મ્હેં મારા મનમાં નિશ્ચય કરી લીધો હતો કે હવે સમય આવી પહોંચ્યો છે. મ્હારે મ્હારા પુરાણા સંકલ્પને પૂરો કરવો જોઇએ.

## ઉપવાસનો આરંભ.

તે સંકલ્પ એ હતો કે ખાવું પીવું છોડીને પોતાની જીવનલીલાને સમાપ્ત કરી નાંખવી. મ્હારો વિચાર કશો ધમકી દેવા કે ડરાવવાનો નહોતો. તે કેવળ એટલોજ હતો કે વધારે જીવવાની આવશ્યકતા નથી. સાત દિવસ અને

રાત્રિ એ પ્રમાણે વ્યતિત કર્યા. પહેલા બે દિવસ આખા શરીરની અંદર વિચિત્ર જેવી ગતિ ઉત્પન્ન થઇ. પગની અંદર નાડી અને નસોમાં કંઇક તોડ થતી હતી અને એવું જણાતું હતું કે શરીરના એક ભાગમાંથી કંઇક નીકળી રહ્યુ છે. હૃદયમા એકજ વિચાર હતો. મનુષ્યની વિચાર શક્તિ ઘણી વિચિત્ર શક્તિ હોય છે. ત્હેની સ્હામે દરેક પ્રકારનાં દુઃખો હારી જાય છે. હું જાણું છું કે જે શહીદોના શરીરોના ટુકડા કરી નાખ્યા હતા તેને કશી પણ પીડા થઇ નહિ હોય! કારણ કે તે પણ દુઃખ અને દર્દની પર થઇ જાય છે પછી ભલે તેના મસ્તક ઉપર કરવત મુકે, શરીરના એ ટુકડા કરી દેવામાં આવે. એક સંકલ્પ કરી લ્યો કે, બસ હવે જીવત રહેવુંજ નથી; પછી તમામ દુઃખ દર્દો પોતે પોતાની મેળે તેની આગળ મંદ પડી જાય છે, અને તે વખતે યાદ આવે છે કેઃ—

(૧)

જીંદગી અપની ફ્સાના હૈ જમાને કે લીએ,
ગુમ હુએ હે હમ યહાંસે યાદ આનેકે લીએ.

(૨)

મર ગયે લેકિન જમીં પર નામ પૈદા કર ગયે,
જાન જાનેકે લીએ હૈ, મૌત આનેકે લીએ.

ભાવાર્થ—પોતાની જીંદગીને જમાનાના માટે ફ્સાવા-નેજ અને આપણે જે દુનિયામાંથી અલોપ થયા છીએ તે માત્ર યાદ આવવાને માટેજ.

મરીતો ગયા પણ દુનિયાપર નામ કમાઇ ગયા, અને
પ્રાણ તો જવાને માટેજ છે, અને મોત આવવાને માટે છે.
તેમાં હર્ષ શોક શો ?"

એવો વિચાર કર્યા થોડાજ દિવસો થયા હતા, ત્યાં
જેલમાં સમ્રાટના એક ઢંઢેરાની ખબર આવી કે બધા પો-
લિટિકલ કેદીઓને છોડી દેવામાં આવશે. કેટલાક માણસોએ
કહેવડાવ્યું કે, હું મ્હારા વિચારોને છોડી દઉં. હું મ્હને
પોતાને હાંસી રૂપ બનાવા માગતો નહોતો. જીવવું અને મરવું
એ કંઇ બાળકની રમત નથી. મ્હારો જવાબ એ હતો કે,
જો એવું થશે તો એટલો સમય ખાધા પીધા વિનઃ હું
મ્હારા જીવનને ટકાવી શકું તેમ છું. એ દિવસોમાં બે વખત
ખોરાક મ્હારી પાસે રાખવામાં આવતો હતો અને વોર્ડર
દિવસ રાત્રિ દેખરેખ રાખતો હતો. જ્યારે છ સાત દિવસ
વીતી ગયા, ત્યારે ડોકટરને હુકમ મળ્યો અને ટયુબ (નળી)
વિગેરે સામાન લઇ નાકની વાટે દુધ પેટમા નાંખવાને માટે
તૈયાર થયા. હાથ પગ પકડીને નાકમાંથી એક લાંબી રબ્બ-
રની નળી અંદર નાંખી દેવામાં આવી. અને પાઇપ વાટે
દુધ અંદર રેડી દીધું. તેમાં દુઃખ થતું હતું, પરન્તુ એ તો
જેલનો નિયમ છે કે, જબરજસ્તીથી કામ લેવું. આઠ આઠ-
આવાડીમાં સુધી એવું થતું રહ્યું. એ બે મહિના મ્હારૂં મન
સંસારથી વિરક્ત રહ્યું. મ્હેં એક બે મહિના ફાંસીની કોટ-
ડીમાં ગાળ્યા હતા, અને બીજો પ્રસંગ મૃત્યુની તૈયાની માટે
ગાળી રહ્યો હતો. હું એ બન્નેને અસિમ આનંદ સમજું

છુ. તે આનંદ એક રસપૂર્ણ હતો. તેમાં મનની અંદર કોઇ વિકારજ ઉત્પન્ન થતો નહોતો. સંસારની ચિંતાઓ અને જંજાળો સર્વ પાછળ રહી ગઇ અને હું મ્હને પોતાને તેથી ઘણે દુર નીકળી ગયેલો જોતો હતો. બસ તમામ ધ્યાન એકજ વાતપર ચોંટી રહેતું હતું.

## શું આત્મહત્યા પાપ છે ?

આ સમયમાં નવો સુપરિન્ટેન્ડન્ટ આવી ઘણે ભાગે મ્હારી સાથે તર્કવાદ કરી મ્હને ખાત્રી કરાવવા માગતો હતો કે આત્મહત્યા પાપ છે અને મ્હારે પાપ નહિ કરવું જોઇએ.

મ્હેં તેને કહ્યું કે, આત્મહત્યાનું પાપ એ સ્થિતિમાં લાગી શકે છે કે જ્યારે મનુષ્ય સ્વતંત્ર જીવન ગુજારતો હોય, પોતાની ઉન્નતિના માટે અથવા પોતાના કર્તવ્ય પાલનને માટે સમય અને સ્વતંત્રતા હોય ત્યારે. જે વાતનું સંસારની બહાર પુણ્ય છે, તે જેલના જીવન માટે પાપ અગર પુણ્ય નથી થઇ શકતું. બીજું શરીરના ત્યાગને પાપ સમજવું એ આર્યજાતિના જોવામાં હોઇ શકતું નથી. તેમજ ત્યાં શરીરની કદિ ભારી કિંમત પણ અંકાઇ શકાતી નથી. બાલિકાઓ હસતી હસતી પોતાના પતિની સાથે ચિતા ઉપર ચડી જતી હતી. કુમારિલ ભટ્ટે કેવળ એક પાપના પ્રાયશ્ચિતને માટે પોતે પોતાને તુષાનળની અગ્નિમાં હોમી દીધા હતા. કાલાનૂસ એક બ્રાહ્મણ કેવળ એટલા માટેજ ચિતાપર ચ્હડી બળી મુઓ કે, તેના શરીરને એંશી વર્ષ બાદ જ્વર આવી

ગયો અને તે શરીર એટલું મલિન થઇ ગયું કે રહેવાને માટે લાયક ન રહ્યું.

એ પ્રકારનો વાદવિવાદ અને વાતચિત જ્યારે રદિ તે તે તપાસાર્થે આવતો હતો ત્યારે થતી હતી. એટલામાં માર્શલૅાના કેદિઓ અને ચાર બંગાલી કેદિઓની મુક્તિનો હુકમ આવી ગયો. એ બંગાળીઓમાંથી એક બનારસના ષડયંત્રના મામલાનો હતો કે જેના કેસને અમારા કેસની એક શાખા ગણી હતી. ત્યારબાદ કેટલાક લોકોએ મ્હને કહેવરાવ્યું કે, હવે મ્હારે હઠ છોડી દેવી જોઇએ-સાથે એ કે બહાર કોઇ વર્તમાનપત્રમાં જોવામાં આવ્યું છે કે મ્હારી મુક્તિનો પણ હુકમ થઇ ગયો છે. થોડીક આશા ઉત્પન્ન થઇ ગઇ, જેથી સંસારની સાથે બંધનની બેડી પડવા લાગી. છતાં પણ હું એજ ઇચ્છતો હતો કે અંતિમ ક્ષણ સુધી પ્રતિજ્ઞા ટકાવવી. ત્યાં એક દિવસ સુપરિન્ટેન્ડેન્ટે ઇશારાથી કહ્યું કે "ત્હમારે એવું ન કરવું જોઇએ. કેટલાક આદમી મુક્ત થઇ ગયા છે, આશા છે કે ત્હમારા માટે પણ હુકમ આવ્યો છે. અહીંથી આવી સ્થિતિમાં ત્હમારૂં પાછા જવું ઠીક નહિ ગણાય." એ એક તરેહનો ખુલ્લો ઇશારો હતો અને મ્હને વાજબી લાગ્યું કે જો પાછો અવસર મળે છે તો એકવાર ફરી આ શરીરથી લાભ લેવો જોઇએ. એથી ખોરાક લેવા ખુશી થયો અને સુપરિન્ટેન્ડેન્ટ પણ લલચાયો કે કોઇ બીજા વિચારથી ખોરાકની એવી વિશેષ ગોઠવણ કરી કે ત્રણ ચાર સપ્તાહની અંદર મ્હારા વજનની

હાલત હતી તેવી થઇ ગઇ. મ્હારા જેલમાં જવા પછી પ્રત્યેક માસે મ્હારૂં વજન એકાદ પાઉન્ડ ઘટી જતું હતું. ખોરાક છોડવાના સમયે આશરે ૧૪૨ પાઉન્ડ હશે. બે મહિનાની અંદર ૧૦૦ થી પણ ઘટી ગયું. પછી આશરે ૧૨૦ પાઉન્ડ સુધી પહોંચી ગયું.

એક દિવસે સ્હવારે ઉઠી નીચે ઉતરવા જતો હતો કે અચાનક એક વોર્ડર બોલાવવા માટે આવ્યો. અમારા મુકદ્દમાના ૧૪ બીજા માણસોને પણ ત્યાં બોલાવવામાં આવ્યા અને ફાટકની પાસે ઉભા રહી તેઓ વાટ જોતા હતા ત્યાં સુપરિન્ટેન્ડેન્ટ અને જેલર બન્ને આવ્યા. ત્હેના હાથમાં કેટલાક ફૉર્મો હતાં. ત્હેણે મ્હને એવું કહ્યું કે પંજાબી ભાષામાં આ લોકોને એવો હૂકમ સંભળાવો કે નીચે લખેલી શરતોપર પંજાબ ગવર્નમેન્ટે ત્હેમની મુક્તિ મંજૂર કરી છે. જો તે શરતો પાળવા માગતા હોય તો તે કબુલાત આપે કે એ શરતોને બરોબર પાળતા રહેશે. તે શરતો એ હતી કે, સરકારની વિરૂદ્ધ કંઇ કરવું નહિ. અને પંજાબ ગવર્મેન્ટ જ્યાંસુધી ત્હેને પૂરીરીતે સ્વતંત્રતા ન આપે ત્યાંસુધી ડેપ્યુટી કમિશ્નરની રજા સિવાય જીલ્લા બહાર જવું નહિ જો તેઓ એની વિરૂદ્ધ ચાલશે તો ત્હેમની બાકીની સજા પાછી આપવામાં આવશે. તે ફૉર્મો છાપેલાં હતાં અને કેટલાક **નાની** વર્ષોના કેદીઓ માટે હતા. ત્હેમના માટે કશી કરવામાં ન્હોતી આવી.

ત્યારબાદ એક ટાઇપ કરેલો પત્ર

હું કોઇ બળવાવાળી અથવા એનારકિસ્ટ સોસાયટીમાં સાથ ન આપું અને સરકારની દયાનો આભારી રહીશ. મ્હને એ પ્રતિજ્ઞાનો વાંધો ન્હોતો, કેમકે મ્હેં તે પહેલાંજ ખુલાસો કરી દીધો હતો કે મ્હેં કોઇ એવી સોસાયટીના કામમાં ભાગ લીધોજ નથી. અમે બધા પોતપોતાના વોર્ડમાં પોતાના કામળા અને કપડાં લેવા ગયા. અમને બધાને ત્યારબાદ એક વોર્ડમાં રાખવામાં આવ્યા.

## એક તરફ હર્ષ.

અમારા સોબતીઓને આ વાતની સૂચના મળી ચુકી હતી, તે સૌ દોડતા મળવાને માટે આવ્યા. તે તો સર્વ હર્ષમાં ફુલ્યા સમાતા ન્હોતા. એમની મુખમુદ્રાપર એક અલૌકિક આનંદ વર્ષી રહ્યો હતો. પરન્તુ મહારા હૃદયની સ્થિતિ પ્રણીજ વિચિત્ર હતી. એ વાતનો હર્ષ હતો કે આ એક નવો જન્મ થયો. પરન્તુ નવો જન્મ થવાથી પણ એક વાત વિશેષ હતી, કે નવો જન્મ લેવાવાળા જીવાત્મા, એ સ્થિતિમાં આવે છે કે જે ત્હેના માટે તદન નવીન હોય છે, અને ત્હેના જોવામાં કાંઇ વિશેષ આનંદ નથી આવતો. મનુષ્યનો એક સ્વભાવ એવો હોય છે કે ત્હેને પોતાના પુરાણા સબંધોને સંભારતાં વિશેષ આનંદ થાય છે. દાક્તર એજ ઇચ્છા રહ્યા કરે છે કે એકવાર પાછાં ભૂતકાળનાં એ સ્થાનો જોવા મળે. આ ભાવનાં શી રીતે ઉપજ થાય છે ત્હેની ખબરજ પડતી નથી. જે માણસોને કદિ હું મળ્યા

કરતો હતો તે મનુષ્યના ચ્હેરા જોવાનો અને વાતચિત કરવાનો પાછો સમય મળે. એ સબધીની સ્મૃતિજ વિયોગ ને દુઃખદાયી બનાવે છે. અને ત્હેમને મળવાનો અવસર કેવળ નવીન જીવન ન્હોતું પ્રત્યુતઃ નવા જીવન સુખોના વ્યબારની સાથે મળેલું હતું.

## બીજી તરફ શોક.

પરન્તુ શોક પણ હતો, અને તે એ હતો કે, જેની સાથે કેટલાક સમયથી જીવન અને મૃત્યુ, સુખ અને દુ:ખ આશા અને નિરાશા વગેરે પ્રસગોની જે સોબત હતી ત્હે મનુષ્યો સાથે હવે વિયોગ થવાનો હતો. એ લોકો પાછળ રહી જશે. એ વિચારથી મ્હારી આંખમાથી અશ્રુ નીકળી પડયાં અને હું ત્હેમની તરફ આખ ઉઠાવી જોઈ શકતો ન્હોતો. કેવળ મ્હારા મુકર્દમાના જે સોબતી હતા ત્હેમના સમધમાંજ નહિ પરન્તુ ત્યાંના પણ ઘણાક કેદીઓની સાથે મ્હારી દોસ્તી થઇ ગઈ હતી. એ લોકોમાં ઘણાતો પતિત થયેલા મનુષ્યો હતા, પરન્તુ કેટલાક એમાં એવા એવા હતા, કે જાણેકે ગંદકીના ઢગલામા રત્ન પડયા હોય. ત્હેમની અદર પણ સેવા અને પ્રેમ ભાવ તથા ઘણીજ નમ્રતા જોવામાં આવતી હતી. એ કોટડીયો અને દીવાલોને છોડતી વખતે થોડીક દિલગીરી થતી હતી. ફ્રેન્ચની ક્રાન્તિના સમયે જ્યારે "બાસ્ટીલ" ની જેલ તોડવામા તેમાથી એક કેદિ કહાડવામાં આવ્યો કે જે

હું કોઇ બળવાવાળી અથવા એનારકિસ્ટ સોસાયટીમાં સાથ ન આપું અને સરકારની દયાનો આભારી રહીશ. મ્હને એ પ્રતિજ્ઞાનો વાંધો ન્હોતો, કેમકે મ્હે તે પહેલાંજ ખુલાસો કરી દીધો હતો કે મ્હેં કોઇ એવી સોસાયટીના કામમાં ભાગ લીધોજ નથી. અમે બધા પોતપોતાના વોર્ડમાં પોતાનાં કામળા અને કપડાં લેવા ગયા. અમને બધાને ત્યારબાદ એક વોર્ડમાં રાખવામાં આવ્યા.

## એક તરફ હર્ષ.

અમારા સોબતીઓને આ વાતની સૂચના મળી ચુકી હતી, તે સૌ દોડતા મળવાને માટે આવ્યા. તે તો સર્વ હર્ષમાં ફુલ્યા સમાતા ન્હોતા. એમની મુખમુદ્રાપર એક અલૌકિક આનંદ વર્ષી રહ્યો હતો. પરન્તુ મ્હારા હૃદયની સ્થિતિ ઘણીજ વિચિત્ર હતી. એ વાતનો હર્ષ હતો કે આ એક નવો જન્મ થયો. પરન્તુ નવો જન્મ થવાથી પણ એ વાત વિશેષ હતી, કે નવો જન્મ લેવાવાળા જીવાત્મા, એ સ્થિતિમાં આવે છે કે જે ત્હેના માટે તદ્દન નવીન હોય છે, અને ત્હેના જોવામાં કાંઇ વિશેષ આનંદ નથી આવતો. મનુષ્યનો એક સ્વભાવ એવો હોય છે કે ત્હેને પોતાના પુરાણા સંબંધોને સંભારતાં વિશેષ આનંદ થાય છે. ફક્ત એજ ઇચ્છા રહ્યા કરે છે કે એકવાર પાછાં ભૂતકાળનાં એ સ્થાનો જોવા મળે. આ ભાવનાં શી રીતે ઉત્પન્ન થાય છે ત્હેની ખબરજ પડતી નથી. જે માણસોને કદિ હું મળ્યા

કરતો હતો તે મનુષ્યના ચ્હેરા જોવાનો અને વાતચિત કરવાનો પાછો સમય મળે. એ સંબંધીની સ્મૃતિજ વિયોગ ને દુઃખદાયી બનાવે છે. અને ત્હેમને મળવાનો અવસર કેવળ નવીન જીવન ન્હોતું પ્રત્યુતઃ નવા જીવન સુખોના અંબારની સાથે મળેલું હતું.

## બીજી તરફ શોક.

પરન્તુ શોક પણ હતો, અને તે એ હતો કે, જેની સાથે કેટલાક સમયથી જીવન અને મૃત્યુ, સુખ અને દુઃખ આશા અને નિરાશા વગેરે પ્રસંગોની જે સોબત હતી ત્હે મનુષ્યો સાથે હવે વિયોગ થવાનો હતો. એ લોકો પાછળ રહી જશે. એ વિચારથી મ્હારી આંખમાંથી અશ્રુનીકળી પડયાં અને હું ત્હેમની તરફ આંખ ઉઠાવી જોઈ શકતો ન્હોતો. કેવળ મ્હારા સુહૃદમાના જે સોબતી હતા ત્હેમના સબંધમાંજ નહિ પરન્તુ ત્યાંના પણ ઘણાક કેદીઓની સાથે મ્હારી દોસ્તી થઇ ગઇ હતી. એ લોકોમાં ઘણાતો પતિત થયેલા મનુષ્યો હતા, પરન્તુ કેટલાક એમાં એવા એવા હતા, કે જાણેકે ગંદકીના ઢગલામાં રત્ન પડયા હોય. ત્હેમની અંદર પણ સેવા અને પ્રેમ ભાવ તથા ઘણીજ નમ્રતા જોવામાં આવતી હતી. એ કોટડીયો અને દીવાલોને છોડતી વખતે થોડીક દિલગીરી થતી હતી. ફ્રેન્ચની ક્રાન્તિના સમયે જ્યારે “ બાસ્ટીલ ” ની જેલ તોડવામાં આવી ત્યારે તેમાંથી એક કેદિને કહાડવામાં આવ્યો કે જે વીસ પચ્ચીસ

વર્ષ એક અંધારી કોટડીમાં પડ્યો પડ્યો ઉંદરોની સાથે
રમ્યા કરતો હતો. ત્હેની સાથે એને પ્રેમ બંધાઇ ગયો
હતો. તેજ એની પાસે આવતા હતા. ખાવામાં ભળતા હતા
અને ત્હેનું દિલ ખુશ કરતા હતા. ત્હેની આંખો સૂર્યના પ્રકાશ
સહન કરી શકતી ન્હોતી અને ત્હેની પોતાની દશાપર
એટલો પ્રેમ બંધાઈ ગયો હતો કે, તે દોડી દોડીને એ
અંધારી કોટડીમા જવા માગતો હતો.

મ્હારા સોબતીઓનાં દૂરથી અથવા પાસેથી દર્શન
કરી મ્હને ગુરૂ હરગોવિંદની વાત યાદ આવતી હતી. તે
કેટલા ઉદાર હૃદય હતા. તે સમય આ સમયથી કેટલો
જૂદો હશે કે જ્યારે અપણા પોતાના જેવા મનુષ્યોના
હાથમાં અધિકાર હતો. જહાંગીરે નારાજ થઇ એક
વખત હુકમ આપ્યો કે ગુરૂ હરગોવિંદને ગ્વાલિયરના કિલ્લામાં
કેદ કરો. ત્યાં બીજાપણ કેટલાક રાજા કેદી હતા. ગુરૂનું
માન અને પ્રતિષ્ઠા તથા લોકોની શ્રદ્ધા અને ભક્તિ એટલી
બધી હતી કે, સેંકડો શિખ્ખો ગ્વાલિયર જતા હતા, અને
બહારથી કિલ્લાની દિવાલો ચૂમતા કે જેની અંદર ત્હેમનો
પ્યારો ગુરૂ હતો, અને તે પ્રમાણે ભક્તિ બતાવી પાછા
ફરતા. સંયોગવશ બાદશાહ બીમાર પડી ગયા. ત્હેની બીમારી
પર કોઇ ઈલાજ લાગુ પડતો ન્હોતો. ત્હેને કહેવામાં આવ્યું
કે તમારી બિમારીનું કારણ એજ છે કે ત્હમે એક વલી
(બભના-પ્યારા) ને નિરપરાધીને કેદમાં પૂરી રાખ્યો છે. ત્હેણે
સમગ્રે હુકમ આપ્યો કે ગુરૂ હરગોવિંદને છોડી દેશ.

જ્યારે હુકમ મળ્યો ત્યારે ગુરુ હરગોવિંદે કહ્યું કે, તે ત્યારેજ કિલ્લાની બહાર નીકળી શકે કે જ્યારે ત્હેમના તમામ સોબતી કે જે આ કિલ્લામા કેદ હતા ત્હેમને પણ છોડી મૂકવામાં આવે. બાદશાહે કબૂલ કર્યું અને સર્વને છોડી દેવામાં આવ્યા.

## પાછા એજ સ્ટીમરપર.

બે દિવસ વિત્યા ન્હોતા ત્યાંજ જૂની 'મહારાજા' સ્ટીમર મદ્રાસ જવાને માટે તૈયાર થઇ. અમને જેલમાથી કહાડી એ સ્ટીમરની ઉપર ચ્હડાવવામાં આવ્યા. ઘણાક તો ત્યાના બ્યાપારીઓ અને બહારના કેદીઓ હતા, જેને અમે કદિ પણ જોયા ન્હોતા પણ તેઓ અમને જોવાનો ભાવ રાખતા હતા. તેઓ આવતા અને દૂરથીજ જોઇ તથા હાથ જોડીને ચાલ્યા જતા હતા. ત્યાંના બજારના લોકોએ ફંડ કરી અમને ધોતીયા, પહેરણ અને ફેંટા આપ્યા. અને ફળ ફુલોના ટોપલા રસ્તામાં અમારે માટે પહોંચાડી દીધા. તેનું કારણ કે તેઓ એટલું પણ કરતાં ડરતા હતા.

## પાછા ભારતમાં.

બે મદ્રાસી ડૉક્ટરો ત્યાંથી રજાપર સ્ટીમરમાં સાથે હતા. રસ્તામા ત્હેમની સાથે મેળાપ થયો. એમાંથી એક તો કેટલાક સમયના માટે જેલમાં રહી ચુક્યો હતો. મદ્રાસમાં જોયું આન્દામનમા જોયુ, ભારતના તમામ પ્રાન્
હું જાણું છુ કે ફક્ત મદ્રાસીઓમાંજ

માટે પ્રેમભાવ સૌ કરતાં વિશેષ છે. મદ્રાસ બંગાળના કરતાં બીજે નંબરે છે. મ્હેં આગળ પણ કેટલીકવાર દરિયાઇ મુસાફરી કરી હતી. આફ્રિકા, અમેરિકા, યુરોપ, બરમા વિગેરે દેશોમાં હું જઇ ચુક્યો હતો. આન્ડામાનમાં રહેતો હતો, પણ એ બધા સ્થળોમાં મ્હેં મદ્રાસીઓનેજ નહિ પણ તેમના હૃદયને ઓળખ્યાં હતાં. ત્રણ દિવસ પછી સ્ટીમર કિનારે આવી પહોંચી. આન્દામાનની પોલિસે અમને વિશેષ બંદોબસ્તની સાથે મદ્રાસી પોલિસના હાથમાં સોંપ્યા, અને શહેરના એક ભાગમાં લાવવામાં આવ્યા. રાત્રિભર અમે ત્યાં રહ્યા. ખાવાને માટે સામાન આપવામાં આવ્યો. બીજે દિવસે સવારે પોલિસ કમિશ્નરની ઓફિસમાં હાજર થયા, ત્યાંથી અમને દરેક જણને ખર્ચી તથા ખોરાક આપવામાં આવ્યાં, અને બીજે દિવસે સવારે પોલિસ ઇન્સપેક્ટર સ્ટેશન પર આવ્યા, અને લાહોર તથા અમ્રતસરના ત્રિજા વર્ગની ટિકીટ ખરીદી અમારા હાથમાં આપી. મદ્રાસની સી● આઇ● ડી●ના એક અમલદાર પોતાની હદ સુધી અમારી સાથે આવ્યા અને પોતાની તરફથી અમને સર્વપ્રકારના સુખ દેવાની કોશેષ કરી.

## છુપી પોલિસ આપણી દુશ્મન નથી.

મ્હારો મત હવે છુપી પોલિસના સમ્બંધમાં બદલી ગયો હતો. પ્હેલાં મ્હારા વિચારો એવા હતા કે તેની સાથે ધૃણાનું વર્તન રાખવું જોઇએ. મુંબઇથી આવતાં અમે એવું

કર્યું હતું હવે મ્હને લાગી આવે છે કે એવું કરવુ ભૂલ ભર્યું છે. તે પણ મનુષ્ય છે. એવી અટકચાળી કરવાથી આપણે જાણી જોઇને હેને શત્રુ બનાવીએ છીએ પ્રત્યેક મનુષ્ય પોતાના અનુભવથીજ અનુમાન બાંધી શકે છે અને તેવોજ રિપોર્ટ કરે છે. આપણે કદિ પણ ખ્યાલ કરી શકતા નથી કે કોઇ પણ મનુષ્ય પોતાના કર્તવ્યને પૂર્ણ કરવામાં મનુષ્યત્વને વેગળુ રાખી શકે છે. રસ્તામાં અમે મુંબઇ પ્રાન્ત, સી૦ પી૦, યૂ૦ પી૦, દીલ્હી અને પંજાબના જીલ્લામા થઇને ગયા. દરેક જીલ્લાની પોલિસો અમને જોવાને માટે આવતી હતી અને ગણત્રી કરીને ચાલી જતી હતી, અને બીજા જીલ્લાને રિપોર્ટ કરતી હતી અમે કેવળ લોકલ ટ્રેનોમા મુસાફરી કરી શકતા હતા. એટલી લાંબી મુસાફરીમા આશરે નવ દિવસ લાગ્યા. અને ઘણી મુશ્કેલીથી ત્રણ આના રોજના બદલે ૭ આના મળ્યા હતા કે જેટલું પોલિસને આપવાનો રિવાજ હતો. ગાડી મળવાને કેટલીક કલાકની વાર હોય ત્યારે અમારા સોબતી બે દિવસનું સીધુ સામાન લેગો ખરીદીને ખોરાક બનાવી ખાઈ લેતા હતા અને બીજા દિવસના રોટલા તૈયાર કરી લેતા.

## રેલ્વેની અતિ દુઃખદાયક મુસાફરી.

મ્હને રેલ્વેની મુસાફરી જોઈ ઘણુંજ દુખ થયું. જોકે અમે સાંભળ્યુ હતું કે દેશની અંદર જાતિય જાગૃતિ જેવુ ઉત્પન્ન થઇ રહ્યું છે. રેલ્વે મુસાફરીએ મ્હારા હૃદયથી એ

વિચારને સર્વથા દૂર કરી દીધો. પ્રત્યેક સ્ટેશને, પ્રત્યેક ગાડીમાં એક કરતાં એક વિશેષ દુઃખદાયક દશ્ય દષ્ટિએ પડતું હતું. અંદર બેઠેલા લોકો સ્ટેશનપર અંદર દાખલ થવાવાળાને ધક્કા દેતા હતા. તે સ્વાભાવિક સ્વાર થવાનો પ્રયત્ન કરતા હતા, અને ઠામ ઠામ બળવા જેવું દેખાતું હતું. ઘણુંખરા સ્ત્રી અને પુરૂષો અંદર દાખલ થવાને માટે મ્હેનત, આજીજી અને ખુશામત કરતા હતા, પણ અંદરના લોકો પોતાના સુખને માટે દિલને પત્થર જેવું કરી લેતા હતા. મ્હને રેલ્વે મુસાફરી પર ઘણી ઘૃણા થઇ. હું ત્હેને કેવળ જાતિય રોગનું ચિન્હ માત્ર નથી સમજતો પણ જાતિની અંદર તિરસ્કારનું એક મ્હોટું કારણ સમજાયું. બેશક રેલ્વે થોડી છે અને ત્હેમાં જગ્યાની તંગી છે. પણ અનુમાન કરો કે, જે દેશનાં હજારો સ્ટેશનો પર પ્રતિદિન, દિવસ, રાત્રિમાં કેટલીએવાર, પ્રત્યેક ગાડીમાં એકજ દેશમાં રહેનાવાળાઓની લડાઇ ચાલતીજ રહે છે, ત્હેની અંદર સહાનુભૂતિનો ભાવ ક્યાંથી આવી શકે ? આ મુસાફરીએ અમારા દિલોથી સ્ત્રીઓના માટે માનની લાગણી ઓછી કરી દીધી છે, પરદેશીઓ સાથેના પ્રેમભાવને નષ્ટ કરી દીધો છે. મ્હે જોયું કે મુસાફરો સ્ત્રીઓને ધક્કા મારતા હતા. એક સ્ત્રી જ્યારે ત્હેની ગોદમાં બાલક હોય છે, ત્યારે દેવીની માફક પૂજવાને લાયક હોય છે. સ્ટેશનોપર સ્ત્રીઓ ગોદમાં બાલકો લઇ આમતેમ દોડતી જગ્યાઓની તપાસ કરે છે, દરવાજા પાસે જાય છે પણ કોઇ અંદર આવવા દેતું નથી. ન રેલ્વે અમ-

લદારો મુસાફરો સાથે સહાનુભૂતિ રાખે છે કે ન કોઈ ત્હેનો બંદોબસ્ત કરે છે. હું જ્યારે જ્યારે મુસાફરી કરૂંછું ત્યારે અંદર દાખલ થતા બીજા મુસાફરોને જોતા મ્હારૂં હૃદય બળી જાય છે. હું ઇચ્છું છું કે હવે રેલ્વેમાં મુસાફરી કરવા આવવુંજ નહિ.

## આપણા સદ્‌વર્તનનો રેલ્વેએ નાશ કરી દીધો.

એથી આ આ ણા જીવનનું સદ્‌વર્તન નષ્ટ થઇ ગયું છે. પ્રત્યેક મનુષ્ય દોડતો દોડતો આગળ વધવા માગે છે, જેથી આરામની જગ્યા મળે. બીજાને માટે ત્હેને કશી પરવા હોતી નથી. બીજાના હકકોનો વિચાર ન કરી પોતાનાં સુખ અને ઇચ્છાને પુરાં કરવાં એજ સદ્‌વર્તનની જડ ઉખેડી રહ્યાં છે. મ્હને તો પોતાના દેશ અને જાતિમાં બધાથી વધારે ખરાબી એજ જણાય છે કે, જલસામાં, નાટકમાં, રેલ્વે મુસાફરીમાં બીજાના હકકોનો વિચારજ જોવામા આવતો નથી.

ઇંગ્રેજી જાહેર જીવનમાં એક મ્હોટો ગુણ એ છે કે હજારો મનુષ્યો ખેલ-તમાશા જોવા જાય છે. ટિકિટ ખરીદવી હોય છે ત્યારે હજારોની હાર થઇ ઉભા રહે છે. બરાબર બબ્બે બારીની સ્હામે આવી જાય છે. ટિકિટ ખરીદી આગળ જાય છે. કોઇ કોઇને ધકકો દેતું નથી કોઇ બીજાની જગ્યા લેવા ઇચ્છતું નથી પછી ભલે કયાંકોના કલાક ઉભું રહેવું પડે. રેલ્વેની મુસાફરીમાં નવા મુસાફરો આવે છે. સર્વ પોત પોતાની જગ્યાપર ગુપચુપ બેસી જાય છે. ખાલી જગ્યા ન હોય તો તે ચાલ્યો જાય છે. કજીયા રગડાની જગ્યા કાંય છું,

તો તે ચુપચાપ ઉભો રહે છે. આપણે એ " ડિસિપ્લિન " અર્થાત વર્તનને ખ્યાલ પણ નથી કરતા.

## આખરે લાહોર સ્ટેશન ઉપર.

મ્હારા કેટલાક સોબતી લુધિયાનામાં, કેટલાક અમૃતસરમાં ઉતરી ગયા. હું એકલો લાહોર સ્ટેશનપર પહોંચ્યો. સન્ધ્યાકાળે સાત વાગ્યાનો સમય હતો. એપ્રીલની ૩૦ મી તારીખ હતી. હજી સૂર્ય પોતાનો પ્રકાશ આપી રહ્યો હતો. હું મ્હારાં કપડાંલત્તાં વિગેરે સંકેલી બહાર નીકળતો હતો. મ્હેં બહાર નીકળી જોયું તો એક સી. આઇ. ડી. સબ ઇન્સપેક્ટર જેને ચ્હેરાથી હું ઓળખતો હતો, તે ગાડીમાં ધ્યાનથી તપાસ કરતો હતો. હું સમજી ગયો અને તેને બોલાવી પૂછ્યું " આપ કોને શોધો છો ? "

તેણે મ્હને ઓળખી લીધો, અને કહ્યુ કે " તમને પોતાનેજ. આપ ઓળખાવા પણ મુશ્કેલ થઇ ગયા છો! " મ્હેં કહ્યું: " એવીજ જગ્યાએ રહીને આવ્યો છું તેથી. " તે મ્હને એક સાહેબ પાસે લઇ ગયો, કે જે ત્યાંજ મ્હને જોઇ રહ્યા હતા. તેણે પૂછ્યું; "તમે ક્યાં જઇને રહેશો ? " મ્હેં કહ્યું " મ્હારી સ્ત્રી અહીંયાં રહે છે, મકાનનું ઠેકાણું મેળવી ત્યાં જઇશ, અગર આપને ખબર હોય તો ત્યાં લઇ ચાલો. " તેણે દિલગીરી બતાવી કહ્યું કે, મ્હને ખબર નથી અને હાથ મેળવી એક બીજાથી અમે વિદાય થયા.

## શું આ સ્વપ્નતો નથી જોઇ રહ્યો.

હું બહાર નીકળ્યો; ટાંગાપર બેસીને લોહારી દરવાજે ઉતરી ગયો. સ્હાંજના સમયે અનારકલીના આ ભાગમા ઘણી શોભા હોય છે. લોકો આવતા જતા હતા. હું કામળાનું બિછાનું બગલમાં મારી ઉભો હતો, અને વિચાર કરતો હતો કે જાઉં પણ ક્યાં જવું. આ સમયે લાહોરનું દશ્ય જોઈ હું તો આશ્ચર્ય ચકિત થઇ ગયો. હું વિચારમાં લિન બની ગયો કે હું જોઉંછું તે સ્વપ્ન તો નથી ? કેટલીક વાર સુધી હું સંજ્ઞાહીન ઉભો રહ્યો. નેત્રોના સ્હામે સિનેમાની ફીલ્મના જેવો દેખાવ જણાતો હતો. મ્હારૂં હૃદય જૂદાજ વિચારોથી ભર્યું હતું. શું બતાવું ? કોઇ એવી સ્થિતિમાંથી પસાર થયો હોય, કોઇએ એટલાં આશ્ચર્યજનક પરિવર્તનો અને જીવન તથા મૃત્યુના ઉચ્ચ નીચ અનુભવો અનુભવ્યા હોય, તેજ અનુમાન કહાડી શકે છે. મ્હારી કલમમાં શક્તિ નથી કે વર્ણન કરી શકે, કે હું કેવા વિસ્મયતાના સમુદ્રમા ગોથા ખાઇ રહ્યો હતો. તેમ હું કહી પણ શકતો નથી કે તે આશ્ચર્ય હતું, આનંદ હતો, સ્વપ્ન હતું અથવા મૂર્છા હતી કે કેવળ એક નાટક આત્માની મ્હામે થઇ રહ્યું હતું.

સ્વપ્ન અને વાસ્તવિક અવસ્થાની વચ્ચે ઝોલા ખાતાં જીવે સ્વપ્નમાથી નીકળીને બીજી અવસ્થામાં આવવાનો આરંભ કર્યો. વચ્ચેનો સમય લોહારી દરવાજાના

ચોકમાં એક ખુણાપર ઉભા રહી વીતાવી રહ્યો હતો, એટલામાં પાછો ચમકી ઉઠયો. મ્હેં વિચાર્યું સમાજમાં જાઉં. સમાજના દરવાજામાં ઉભો રહી મ્હેં ઇસારાથી એક આદમીને બોલાવી પૂછયું કે, ત્હમે ભાઇ પરમાનંદની ઓનું ઘર બતાવી શકશો ? તે મ્હારી સાથે આવ્યો, અને એ મકાનપર પહોંચાડી દીધો કે જે સ્થાને બેસી હું મ્હને પોતાને લખતો જોઉં છું. અંધારા જેવું થઈ ગયું હતું. લોકોને ખબર પડી ગઇ. તેઓ મ્હને મળવા અને જોવા આવવા શરૂ થઇ ગયા.

## ધર્મપત્નિ સાથે મુલાકાત.

મ્હારી સ્ત્રી મ્હને જોઇ મુંઝાઇ ગઇ. તે મ્હોઢેથી કશું પણ બોલી શકી નહિ, મ્હને જણાઇ આવ્યું કે મ્હારી ગેરહાજરીમાં ત્હેણે ઘણાજ દુઃખો અને કષ્ટો ઉઠાવ્યાં છે. થોડા પગારપર સ્કુલમાં ભણાવી લાહોરમાં એક સાકડા અને ખરાબ મકાનમાં રહેતી હતી. પહેલ વહેલાં તો લોકો ત્હેને મળવાથી પણ ડરતા હતા. તે લાહોરમાં રહી સદૈવ મહેનત કરતી રહી કે કોઇપણ રીતે હું પાછો આવી શકું. મહાત્મા ગાંધી અને મિસ્ટર એન્ડ્રુઝ જેવા પવિત્ર પુરૂષોને મળી ત્હેણે મ્હારા માટે કોશીષ કરી. એ ત્રણ મ્હારા મિત્રો હરવખત ત્હેમની સહાયતાને માટે તૈયાર રહ્યા. તેમના પ્રત્યે મ્હારૂં હૃદય કૃતજ્ઞતાથી ભર્યું હતું. કદાચિત આ દેશીને લીધેજ હું પ.છો એકવાર આ

સંસારમાં આવ્યો કે તેમના સુખ દુઃખમાં ભાગ લઇ શકું.

વિદાય થતી વખતે જેલના સુપરિન્ટેન્ડેન્ટે મ્હને પૂછ્યું હતું કે હવે હમે શું કામ કરશો ? મ્હેં જવાબ આપ્યો હતો કે હું નથી જાણતો અથવા કંઇ નક્કી નથી. જ્યારે હેણે વારંવાર પૂછ્યું ત્યારે મ્હેં કહ્યું " મ્હારી સ્ત્રી સ્કૂલમાં ભણાવ્યા કરશે, અને કદાચિત્ હેની જગ્યાએ હું ઘરનું કામ કરીશ. "

## ૨૧—આવીને શું જોયું.

લાહોરની ખૂબી મ્હને કદિ કદિ જેલમાં યાદ આવ્યા કરતી હતી. કેટલું પુરાતની શહેર! કહે છે કે રામચન્દ્રજીના પુત્ર " લવે " તે વસાવ્યું હતું. આ તેજ શહેર છે કે જ્યાં એક જમાનામાં જયપાળ રાજ્ય કરતો હતો, કે જે પરાજયનું અપમાન સહન કરી શક્યો નહિ, અને રાજ્ય પોતાના પુત્રને સોંપી પોતે સળગતી ચિતાપર ચ્હડી મર્યો. આ તેજ લાહોર કે જ્યાની સ્ત્રીઓએ ઘરેણાં વેચી અને રેંટીયા કાંતી લશ્કરને સહાયતા પહોંચાડી હતી.

આ તેજ લાહોર કે જ્યાં જહાંગીર અને શાહજહાન આવીને રહ્યા કરતા હતા અને જેની ગલીઓમાં ગુરૂ અર્જુન રોજ રમતા હતા; જ્યાં ગુરૂ અર્જુન અને ફકીર મીયાંમીર અરસપરસ જ્ઞાનગોષ્ઠી કરતા હતા; જ્યાં ગુરૂ ગોવિંદસિંહે આવી મીયાંમીર સાથે મીત્રાઇ બાંધી હતી; જ્યાં ભગત છજ્જુ થયા હતા; જ્યા અબ્દાલિયોથી જસાસિંહ (મોટા) જીતાયો;

જે પર મહારાજા રણજીતસિંહે રાજ્ય કર્યું અને શિખ એમ્પાયરની જડ નાંખી; જ્યાં મહારાજાના મૃત્યુ પછી ઘણો હેરફાર થઇ ગયો; જે સ્થાને ગુલાબસિંહ નામે એક સિપાઇએ ગુલાબદાસી પંથ કહાડયો કે જેને મળવાને માટે મહારાજા રણજીતસિંહ પોતે આવતા હતા; જે ઠેકાણે જલ્લાપંડિત રાજા દીનાનાથ અને બખ્ખસી ભગતરામ જેવા સાહસીક અને શૂરવીર ઉત્પન્ન થયા છે. હા! આ તેજ લાહોર કે જ્યાં સ્વામી દયાનંદે આર્યસમાજની ઊંડી જડ નાંખી, અને જ્યાંથી આર્યસમાજે પોતાના અગ્નિથી કેવળ હિંદુઓજ નહિ પણ શિખ અને મુસલમાનોને પણ જગાવી દીધા. મ્હને એ લાહોરની કદિ કદિ યાદિ આવ્યા કરતી હતી અને જોવાને માટે જીવ તલસતો હતો.

## લાહોરથી પોતાના ગામમાં.

ત્યાંથી હું મ્હારા પોતાના ગામમાં ગયો. બાલાવસ્થામાં હૃદયપર પડેલા સંસ્કારો એવા ઊંડા હોય છે કે કદિ પણ દૂર થઇ શકતા નથી. જે ગલીઓમાં બાળક શરૂઆતમાં દોડતો ફરે છે, જે દોસ્તોની સાથે તે રમે છે તેનાં સ્મરણો ઊંડીરીતે હૃદયમાં ઘર કરી બેસે છે અને જીવનમાં વારંવાર તેની સ્મૃતિ જાગી ઉઠે છે. તેની યાદ હૃદયમાં દુઃખ ઉત્પન્ન કરે છે. તેને વિયોગનું દુઃખ કહે છે. જીવાત્માની અવસ્થા પણ એવીજ છે. આપણી વાસ્તવિક અવસ્થા "આનંદ"થી જુદા પડી સારનાં બીજાં બંધનોમા ફસીને જ્યારે તે આવાગમનમાં

ભટકે છે, ત્યારે વાસ્તવિક રીતે તે પોતાની મૂળ સ્થિતિએ પહોંચવાની ઇચ્છા કરે છે અને એ ઇચ્છા પૂર્ણ ન થવાથી દુઃખ પામે છે. " સતચિત્ આનંદ " ની આ અવસ્થાને પુનઃ પ્રાપ્ત કરી લેવામાંજ મુક્તિ છે.

મ્હેં કેટલીકવાર ધ્યાનથી મ્હારા ગામને જોયું. ત્હેની ઐતિહાસિક વિશેષતા કેવળ એટલીજ છે કે ત્હેના સ્થાપક અમારા વડવા "બાબાપરાગા" ગુરૂ નાનકના સમયથી લઇ ગુરૂ ગોવિંદસિંહના સમય સુધી ગુરૂઓની સાથે રહ્યા હતા. જ્યારે હરગોવિંદે શાહાજહાંનની વિરૂદ્ધ ઝંડો ફરકાવ્યો ત્યારે બાબા પરાગા સાત જત્થાદારોમાંના એક હતા. ત્હેનો પુત્ર મણિદાસ ગુરૂ તેજબહાદુરની સાથે હતો, અને દીલ્લીમાં ગુરૂ તેજબહાદુરના બલિદાનની પહેલાં ત્હેના શરીરને આરા ( કરવત ) થી ચીરી નાખવામાં આવ્યું હતું. તેના સંતાન ગુરૂ હરગોવિંદની સાથે લડાઈમાં રહેતા અને લડાઈમાં કામ આવતા હતા.

## કાશ્મીરની મુસાફરી.

ત્યાંથી હું રાવળપીંડી ગયો. પિંડીના મિત્રોએ મ્હારા શરીરને ઘણું દુર્બળ જોઇ કાશ્મીર મોકલી દીધો. કાશ્મીરની મુસાફરી મ્હેં પહેલાં પણ ૧૯૦૩ માં કરી હતી. એની પહેલાં કદાચિત ફરવા જવાવાળામાં સ્વામી રામતીર્થજી જમ્મુથી પગે ચાલી કાશ્મીર ગયા હતા. મ્હેં પણ સાથે જતીને લઇ કેવળ એક ક.મળાએર

શ્રી નગરથી મુજફ્ફરાબાદ અને ત્યાંથી એબટાબાદની મુસાફરી કરી હતી. સ્હેલ કેવળ સાધુઓના જેવી હતી. રસ્તામાં નાળાં વર્ષાદના લીધે ચ્હડી ગયાં હતાં અને અમને જીવના જોખમે પસાર થવું પડ્યું હતું. આ વખતની મુસાફરી પિંડીથી મોટરકારમાં થઇ. મોટરકારનો ડ્રાઇવર તદ્દન નવો મનુષ્ય હતો. ત્હેણે આ પેચદાર સડક કદિ જોઇ ન્હોતી. એક અજાણ્યાને અમે ડ્રાઇવર બનાવી પોતાના જીવનને ત્હેને હવાલે કરી દીધું. કેટલીએ વાર ઠોકરો ખાધી એક તરફ ગંભીર જેલમ નદી, બીજી તરફ, સો સો ગજ ઉંચા પર્વતોમાં આડીઅવળી સડકોપર મોટર ચલાવવી એ ઘણું જોખમનું કામ હતું.

આખરે તે એક ઠેકાણે પહોંચી મોટર રોકી શક્યો નહિ અને મોટરને અથડાવી તોડી નાંખી, પણ પ્રભુની કૃપાકે પ્રાણ બચી ગયા. જાતે એકલા જવામાં પણ નુકશાન હતું. રસ્તામાં ચાર પાંચ દિવસ અમારે રોકાવું પડ્યું. જ્યારે પીંડીથી બીજી મોટર આવી, ત્યારે અમે કાશ્મીર પહોંચ્યા. કાશ્મીર પ્રાકૃતિક સૌંદર્યમાં સંસારમાં પોતાની બરાબરીમાં પોતેજ છે. યુરોપના સુંદર દેશો સાથે તેનો મુકાબલો કરવો એ પણ વાસ્તવિક નથી. કાશ્મીરના જુદા જુદા સ્થાનોની સ્હેલ મોટરદ્વારા ઘણી ઝડપથી અને આનંદપૂર્ણ હતી. મ્હારીપર તો એકજ વાતની ઊંડી અસર થઇ, અને તે કાશ્મીરી બ્રાહ્મણોની સ્ત્રીઓ અને તેના બાળકોનાં મસ્તકપર તિલક અને ગળામાં યજ્ઞોપવિત હતા તેની. એ બ્રાહ્-

ઓની સંખ્યા કાશ્મીરમાં લોટની અંદર નીમક માફક રહી ગઇ છે. પરન્તુ કેવા કષ્ટો અને વિપત્તિઓમાંથી પસાર થઇ એ થોડાક બ્રાહ્મણ કુટુંબોએ પોતાના ધર્મનું રક્ષણ કર્યું હતું, એ ઘણુંજ આશ્ચર્યજનક હતું. એમતો હિન્દુઓપર ધર્મને ખાતર ઘણાજ અન્યાયો થયા હતાં, પરન્તુ કાશ્મીર દેશમાં હદ વળી ગઇ હતી.

દરેક કાશ્મીરી બ્રાહ્મણ બાળકના મસ્તકપર તિલક જોઇને મ્હારૂં હૃદય પૂજાને માટે નમી જતું હતું અને મ્હને ગુરૂ તેજબહાદુરના બલિદાનની યાદી આવતી હતી. ત્યાં અમે સાંભળ્યું કે, કોઇને તાર આવ્યો છે કે તિલક મહારાજ સ્વર્ગ સિધાવી ગયા.

## કલકત્તાની કોંગ્રેસમાં

ત્યાં ખબર પડી કે કલકત્તામાં ખાસ કોંગ્રેસ ભરાવાની છે. મ્હને શોખ હતો કે, જોઉં દેશના જીવનમાં શું પરિવતન થયું છે. હું ત્યાંથી પાછો ફર્યો અને લાહોરથી કલકત્તા કોંગ્રેસ જોવાને માટે ગયો.

વિશ વર્ષ પછી મ્હને કોંગ્રેસ જોવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું. આ કોંગ્રેસથી જણાતું હતું કે દેશમાં ખરેખરૂ નવજીવન આવી ગયું છે. અને તે જુસ્સો અને જીવનનો ઉત્સાહ જોયા કે જે સો વર્ષ સુધી જોવાની આશા ન્હોતી, આ પરિવર્તનના જન્મદાતા મહાપુરૂષનો સ્વર્ગવાસ થઇ ચુકયો હતો ત્હેના શરીરની બરાબરનું ચિત્ર પ્લેટફોર્મની સ્હામે

| | |
|---|---|
| બંસરી બાલા. | ૩-૦-૦ |
| વીર-રાઠોડ | ૧-૧૨-૦ |
| ભયંકર-પ્રાયશ્ચિત. | ૧-૮-૦ |
| ચંદ્રકળા અથવા બહુરૂપીનું બજાર ભાગ ૧લો ૨જો દરેક ભાગની કી. | ૧-૮-૦ |
| સંસાર દર્પણ. | ૧-૮-૦ |
| મધુર-મીલન | ૧-૧૨-૦ |
| સત્તરમી-સદીનું ફ્રાંન્સ. | ૨-૧૪-૦ |
| ભાઈ પરમાનંદની-આત્મ કથા. | ૧-૦-૦ |
| પરાધીન-પંજાબ. | ૧-૪-૦ |
| લાલપરી-યાને— માજીસ્ટ્રેટનું રાજીનામું | ૦-૨-૦ |
| ભાવ-ચિત્રાવલી સચિત્ર ( ૧૦૦ ચિત્રો સાથે. ) એકજ માણસ પોતાના સ્ત્રી તથા પુરૂષના ૨૫ આબેહુબ દેખાડે છે. | ૫-૦-૦ |
| આસામ-પર-હલ્લો | ૧-૦-૦ |
| પેશાવરની-પદમીની | ૧-૮-૦ |
| સિકંદર-નામું | ૨-૮-૦ |
| શાહજાદાનાં સાહસીક કર્મ | ૨-૦-૦ |
| જર્મનની ઉન્નતી શાથી થઇ ? | ૩-૦-૦ |
| ઇસ્લામ અને તેનો ફેલાવો-ખજાનો. | ૧-૦-૦ |
| તમામ દુન્યા મારેના— મહાન પેગમ્બરોના મુબારક ફરમાનો. | |

| | |
|---|---|
| | ૨-૦-૦ |
| મહાબલેશ્વર | ૨-૮-૦ |
| કૈલાસ માનસરોવર દર્શન | ૩-૦-૦ |
| ગૃહસ્થા શ્રમ | ૨-૮-૦ |
| સુંદર સૌભાગ્ય-સર્વસ્વ. ( સચિત્ર ) | ૭-૦-૦ |
| સતિ-મંડળ ભા. ૧-૨ | ૩-૮-૦ |
| પતિવ્રતા-સતિઓ ( સચિત્ર ) | ૧-૪-૦ |
| ઓખા-હરણ. ( સચિત્ર ) | ૧-૪-૦ |
| નળાખ્યાન. | ૨-૦-૦ |
| સાવિત્રી-ચરીત્ર-નાટક. | ૧-૮-૦ |
| નવનારી. | ૧-૮-૦ |
| મુદ્રા રાક્ષસ-નાટક | ૩-૦-૦ |
| દીલ્હી દરબાર. | ૨-૪-૦ |
| અકબર-રાજ્ય. રહસ્ય | ૧-૮-૦ |
| અમરસીંહ. | |
| ચતુરસીંહ ઠગારો. | ૧-૦-૦ |
| ૧ થી ૪ ભાગ. | ૨-૮-૦ |
| માયાવી-મોહીની | ૦-૮-૦ |
| ઉદ્યમ કર્મ સંવાદ | ૪-૦-૦ |
| વિચાર-સાગર વેદાન્તનો ગ્રંથ | ૨-૮-૦ |
| શિક્ષણ શાસ્ત્રનાં મૂળતત્વો | ૧-૮-૦ |
| પૈસા કેમ કમાવવા ? | ૧-૦-૦ |
| ચંદ્રીકા. | |

| | |
|---|---|
| પત્ર વ્હેવારનો ખજાનો ઇંગ્લીશ તથા ગુજરાતી | ૧-૧૨-૦ |
| ભક્ત કવિ દયારામનું જીવન ચરિત્ર | ૨-૪-૦ |
| વલ્લભકૃત મહાભારત રાગ રાગણી | |
| અઢાર પર્વ સાથે. | ૭-૦-૦ |
| વાલ્મીકી રામાયણ. | ૫-૦-૦ |
| તુલસીદાસ-કૃત રામાયણ ટીકા સાથે ( હીંદીમાં ) | ૩-૮-૦ |
| કલ્યાણ કૃત રામાયણ | ૨-૦-૦ |
| તુલસીદાસ-કૃત. રામાયણ. ( હીંદીમાં ) | ૧-૧૨-૦ |
| સંગીત-રામાયણ. | ૪-૦-૦ |
| લીલામૃત-સાગર ગ્રંથ. | ૧-૮-૦ |
| કિર્તન રત્નાકર | ૬-૮-૦ |
| આપણો ધર્મ | ૩-૮-૦ |
| આત્મ-પુરાણ | ૭-૦-૦ |
| શિવ-પુરાણ. | ૩-૦-૦ |
| ગીત-ગોવીંદ | ૧-૮-૦ |
| અદ્વૈત-મુક્તાવલી. વેદાન્તમાં સૌથી સરસમાં સરસ છે. એક વખત મંગાવી ખાત્રી કરો | ૨-૦-૦ |
| પંચસ્થાન-મહાત્મય. | ૧-૧૨-૦ |
| પંચીકરણ. ગુજરાતી. | ૨-૦-૦ |
| શંકરાચાર્ય પંચરત્ન | ૧-૧૨-૦ |
| સાર્થ ધર્મ પ્રકાશ. હિંદુ વેદ ધર્મ. | ૨-૦-૦ |

# બંગ-ભાષોપદેશીકા

ઘેર બેઠાં વગર માસ્તરે થોડી મહેનતે થોડા વખ-
તમા સહેલાઇથી બંગાળી-ભાષા શીખી શકાય છે.
બંગ-ભાષોપદેશીકા ભાગ. ૧ લો ભાગ. ૨ જો.
બન્ને સાથે ભાગ મંગાવનારને (ઉંચા કાગળ) ૨-૦-૦
જેમાં બંગાલા વ્યાકરણ, બંગાલા ગદ્યાનુવાદ શિક્ષા
બંગલા પત્ર લેખન પ્રણાલી. અમુક સ્થળે કેટલાક બંગલા
શબ્દોમાં થતી હાસ વૃદ્ધિનું જ્ઞાન બંગલા પદ્યાનુવાદ શિક્ષા
ઇત્યાદિ ઘણા અપુર્વ વિષયોનો સંગ્રહ કરવામા આવેલ
છે. પૃષ્ઠ સંખ્યા. લગભગ—૨૦૦ બે ભાગ સાથે લેનારને
૨-૦-૦ લેવામા આવશે.

કર્તા:—પંડીત વાડીલાલ ડાહ્યાભાઇ શાહ.

સોલ-એજંન્ટ.

બુકસેલર-નારણલાલ મોતીલાલ શાહ

રીચીરોડ—અમદાવાદ.



૧ પ્રથમ ગ્રાહક તરીકે પોતાનું નામ ભરી મોકલનારને પ્રથમ અંક સાથે " દેવસ્વરૂપ " ભાઈશ્રી પરમાનંદની આપવીતી યાને કાળાપાણીની કારાવાસ—કહાણી કે જે ભાઇએ નવલખાની હવાલાતથી તે આન્ડામાનની કાળા પાણીની "જેલ સુધીનો કરુણાજનક હેવાલ પોતાના હાથેજ લખેલો છે. તેની કિંમત છુટક રૂ. ૧) એક રાખવામાં આવેલી છે. " તે પુસ્તક વી. પી. કરી લવાજમ વસુલ કરવામાં આવશે.

૨ અને આખર વર્ષ સુધી બીજા પણ આવાંજ પુસ્તકો ભેટ આપવામાં આવશે. જેથી અમને આશા છે કે ગુજરાતના સાહિત્ય રસિકો અમારા આ કાર્યમાં સહમદદ થશે.

માસિક—રોયલ આઠ પેજી ચાર, પાંચ ફોર્મથી ભરપુર લખાણનું, ૨૬, ઉત્તમ કાગળ, સચિત્ર પુંઠું, અને રંગ બેરંગી ચિત્રોથી ભરપુર આપવામાં આવશે. 'વાર્ષિક લવાજમ માત્ર રૂ. ૩-૫-૦ (પો. સાથે) ભેટનાં પુસ્તકોનું પોસ્ટેજ ખર્ચ ગ્રાહકોને આપવું પડશે.

નવશક્તિના ચાલુ ગ્રાહકોને આ માસિક નિયમિત મળશે.

લખોઃ-વ્યવસ્થાપક 'નવશક્તિ અને સરસ્વતી'

# બુકસેલર નારણલાલ મોતીલાલ

રીચીરોડ. **અમદાવાદ.**